परमार्हतकुमारपालभूपालप्रार्थनया कलिकालसर्वज्ञश्रीहेमचन्द्राचार्यप्रणीतं स्वोपज्ञवृत्तिविभूषितम्

# योगशास्त्रम्

## द्वितीयो विभागः [तृतीय-चतुर्थौ प्रकाशौ]


सम्पादकः

पूज्यपादाचार्यमहाराजश्रीमद्विजयसिद्धिसूरीश्वरपट्टालङ्कार–

पूज्यपादाचार्यमहाराजश्रीमद्विजयमेघसूरीश्वरशिष्य–

पूज्यपादमुनिराजश्रीभुवनविजयान्तेवासी

मुनि जम्बूविजयः

सहायकः—मुनि धर्मचन्द्रविजयः



प्रकाशकम्—जैन साहित्य विकास मण्डल, मुंबई–५६.

## ग्रन्थानुक्रमः CONTENTS



प्रकाशक :
चद्रकान्त अमृतलाल दोशी,
मे ट्रस्टी–जैन साहित्य विकास मंडल,
९६-वी स्वामी विवेकानद मार्ग,
इर्ला, विले-पार्ला, बम्बई–४०० ०५६

Publishers ·
C A DOSHI
Mg-Trustee–JAIN SAHITYA VIKAS MANDAL,
96-B, S V Road, IRLA,
Bombay–400 056, India.

●

मुद्रक :
स्वस्तिक प्रिन्टरी,
३९६, स्वातत्र्यवीर सावरकर मार्ग,
प्रभादेवी, बम्बई–४०० ०२५

मूल्यं ६५ रुप्यकाः

वि. सं. २०३८, * वीर नि. सं: २५०८, * इस्वी सन १९८१ * प्रथमं सस्करणम्, प्रतयः ७५०

योगशास्त्रना प्रणेता कलिकालसर्वज्ञ
श्री हेमचंद्रसूरीश्वरजी महाराज तथा
परमार्हत गुर्जरेश्वर कुमारपाल भूपाल



श्री हेमचन्द्रसूरीश्वरजी महाराजनो
जन्म : विक्रम संवत् ११४५
कार्तिक शुक्ल पूर्णिमा, शनिवार
स्वर्गवास : विक्रम संवत् १२२९



पूज्यपाद संघस्थविर आचार्य भगवान श्री
विजयसिद्धिसूरीश्वरजी महाराजना पट्टालंकार
पू. पा. आ. म. श्री विजयमेघसूरीश्वरजी महाराजना शिष्य
पूज्य गुरुदेव मुनिराज श्री भुवनविजयजी महाराज.



जन्मः वि. सं. १९५१ श्रावण वदि ५, ता. १०-८-१८९५ शनिवार, मांडल
दीक्षा : वि. सं. १९८८ जेठ वदि ६, ता. २४-६-१९३२ शुक्रवार, अहमदाबाद
स्वर्गवास : वि. सं. २०१५, माघ शुदि ८, ता. १६-२-१९५९ सोमवार, श्री. शंखेश्वरजी तीर्थ.

# પ્રકાશકીય નિવેદન

આ સંસ્થાના સંસ્થાપક સ્વ શેઠશ્રી અમૃતલાલભાઈ જૈનદર્શન અને આધ્યાત્મિક સાહિત્યના બહુશ્રુત વિદ્વાન હતા. તેઓ વિલુપ્ત થતા અને અનુપલબ્ધ શ્રુતજ્ઞાનને સંશોધન કરી છપાવી સમાજ (સંઘ) ને પહોંચાડવું એમ ઇચ્છતા હતા.

આ હેતુથી તેમણે સન ૧૯૪૮માં 'જૈન સાહિત્ય વિકાસ મંડળ'ની સ્થાપના કરી અને સંશોધનકાર્યની શરૂઆત કરી. પોતાની દેખરેખ નીચે કેટલાય ગ્રંથો સંસ્થા દ્વારા પ્રકાશિત થયા.

યોગ, મંત્ર અને ધ્યાન આદિ વિષયોમાં તેઓશ્રીની વિશેષ રુચિ હતી. આ કાર્યમાં તેમને વિદ્વાન આચાર્ય ભગવંતો અને અન્ય સાધુ ભગવંતોનો સહયોગ મળતો રહ્યો.

યોગશાસ્ત્રના સંશોધન અને સંપાદન કાર્ય માટે તેઓશ્રીને પૂજ્યપાદ ગુરૂદેવ મુનિરાજશ્રી ભુવનવિજયજી મહારાજના શિષ્ય તથા આ વિષયના પ્રકાંડ વિદ્વાન મુનિરાજશ્રી જંબૂવિજયજી મહારાજનો સંપૂર્ણ સહારો મળ્યો અને ચાર વર્ષ પહેલાં સન ૧૯૭૭માં શ્રી હેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર (સ્વોપજ્ઞવૃત્તિયુક્ત) પ્રથમ ભાગ બે પ્રકાશ પ્રકાશિત થયો. આજે હવે બીજો ભાગ-જેમાં ત્રીજો અને ચોથો પ્રકાશ છે તે પ્રકાશિત કરતાં અત્યંત પ્રસન્નતા જ નહિ પરંતુ શ્રી અમૃતલાલભાઈ દ્વારા પ્રયોજિત કાર્યનો એક બીજો તબક્કો પૂરો થાય છે તેનો સંતોષ અનુભવીએ છીએ.

ત્રીજો ભાગ-જેમાં બાકીના આઠ પ્રકાશ આવશે, તેનું મુદ્રણકાર્ય ચાલુ છે. આશા રાખીએ છીએ કે ટુંક સમયમાં ત્રીજો ભાગ પ્રકાશિત થઈ જશે. આ રીતે શ્રી હેમચંદ્રાચાર્ય કૃત (સ્વોપજ્ઞવૃત્તિયુક્ત) યોગ શાસ્ત્રનું પ્રકાશન પૂર્ણ થશે.

॥ ३ ॥

પરમ પૂજ્ય મુનિરાજશ્રી જમ્બૂવિજયજી મહારાજે સંશોધન સંપાદન કાર્યમાં જે પરિશ્રમ ઉઠાવ્યો છે, તેને માટે કયા શબ્દોથી આભાર વ્યક્ત કરવો તે શબ્દો શોધ્યા મળતા નથી. તેઓશ્રીના આ મહાન કાર્ય માટે અમે તેઓશ્રીના અત્યંત ઋણી છીએ અને ઘણો આભાર માનીએ છીએ અને ઇચ્છીએ છીએ કે આવા શ્રુતસેવાના કાર્યમાં શાસનદેવ તેઓને વિશેષ સહાયક થાય.

આશા રાખીએ છીએ કે યોગશાસ્ત્ર-પ્રથમ ભાગની જેમ વિદ્વાન વર્ગ આ બીજા ભાગને પણ આદરપૂર્વક આવકારશે.

મુદ્રણમાં પ્રમાદવશ અને દૃષ્ટિદોષથી રહી ગયેલ અશુદ્ધિઓ માટે શુદ્ધિપત્રક જોઈ સુજ્ઞજનો સુધારીને ઉપયોગ કરશે. એ અભ્યર્થના.

'જ્યોત', ઈરલા,
સ્વામી વિવેકાનંદ માર્ગ,
મુંબઈ-૫૬.
આસો વદ ૧૧ શુક્ર
તા. ૨૩-૧૦-૮૧

નિવેદક
મે. ટ્રસ્ટી—ચન્દ્રકાન્ત અમૃતલાલ દોશી
જૈન સાહિત્ય વિકાસ મંડળ.

श्री ऋषभदेवस्वामिने नमः ॥

श्री शंखेश्वरपार्श्वनाथाय नमः ॥

'धामा' मण्डनश्री शान्तिनाथाय नमः ॥

आचार्यमहाराजश्रीमद्विजयसिद्धिसूरीश्वरजीपादपद्मेभ्यो नमः ॥

आचार्यमहाराजश्रीमद्विजयमेघसूरीश्वरजीपादपद्मेभ्यो नमः ॥

सद्गुरुदेवमुनिराजश्रीभुवनविजयजीपादपद्मेभ्यो नमः ॥

# પ્રસ્તાવના

પરમકૃપાળુ **અરિહંત પરમાત્મા** તથા **સદ્ગુરૂદેવની** પરમ કૃપાથી કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન્ શ્રી **હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજે પરમાર્હત મહારાજા **કુમારપાલ**ની વિનંતિથી રચેલા **સ્વોપજ્ઞવૃત્તિ**સહિત **યોગશાસ્ત્ર**ના બીજા વિભાગને યોગપ્રેમી જગત સમક્ષ રજુ કરતાં અમને અત્યંત આનંદનો અનુભવ થાય છે.

ટીકાસહિત યોગશાસ્ત્ર ઘણો મોટો ગ્રંથ હોવાને લીધે તેનું પ્રકાશન ત્રણ વિભાગમાં કરવાનું અમે વિચાર્યું છે. યોગશાસ્ત્રમાં બાર પ્રકરણો છે, આ પ્રકરણોનું ગ્રંથકારે 'પ્રકાશ' એવું નામ રાખ્યું છે. તે પૈકી પહેલો અને બીજો પ્રકાશ યોગશાસ્ત્રના પ્રથમ વિભાગમાં આજથી ચાર વર્ષ પૂર્વે પ્રકાશિત થઈ ચૂકયા છે. આ બીજા

વિભાગમાં ત્રીજો અને ચોથો પ્રકાશ પ્રકાશિત થાય છે. ત્રીજા વિભાગમાં પાંચમાથી બારમા પ્રકાશ સુધીના આઠે ય પ્રકાશો પ્રકાશિત કરવા અમારી ભાવના છે.

**જૈન સાહિત્ય વિકાસમંડળ**ના સંસ્થાપક સ્વ. શેઠ **અમૃતલાલ કાળીદાસ દોશી** યોગ અને મંત્ર-સાહિત્યના ખાસ પ્રેમી હતા. Asiatic Society of Bengal તથા જૈનધર્મપ્રસારક સભા (ભાવનગર)થી પ્રકાશિત થયેલું સટીક યોગશાસ્ત્ર ઘણા જ સમયથી દુર્લભ થઈ ગયું હતું. એટલે સટીક **યોગશાસ્ત્ર** ફરીથી છપાવવા માટે અમૃતલાલભાઈએ કોઈ લેખક પાસે તેની સુંદર નકલ કરાવી રાખી હતી અને ખંભાતના **શ્રી શાંતિનાથ જૈન દેરાસર**માં આવેલા તાડપત્ર ગ્રંથભંડારમાં રહેલી **યોગશાસ્ત્ર** સટીકની ઘણી પ્રાચીન બે તાડપત્ર પ્રતિઓ મંગાવીને તેમાં રહેલા પાઠભેદોની નોંધ પણ તેમણે તે સમયે સંસ્થામાં કાર્ય કરતા પં. સુબોધચંદ્રભાઈ નાનાલાલ પાસે કરાવી રાખી હતી. પહેલાંનાં પ્રકાશનોમાં જે પાઠો તદ્દન અશુદ્ધ છપાયેલા છે, તેના સ્થાને આ બે તાડપત્રીય પ્રતિઓમાં અનેક અનેક સ્થળે સુંદર અને શુદ્ધ પાઠો છે. એટલે સટીક યોગશાસ્ત્રનું પુનઃ સંશોધન અને સંપાદન અત્યંત જરૂરી હતું. **અમૃતલાલભાઈ** સાથે મારે ઘણો આત્મીયતાનો સંબંધ એટલે જ્યારે તેમને કોઈ કાર્ય કરનાર ન મળે ત્યારે તે કાર્ય છેવટે મને સોંપી દેતા. યોગશાસ્ત્ર માટે પણ એમ જ બન્યું.

મારા અનંત ઉપકારી પરમપૂજ્ય **પિતાશ્રી** તથા **સદ્‌ગુરુદેવ** સુનિરાજશ્રી **ભુવનવિજયજી** મહારાજનો યોગશાસ્ત્ર અત્યંત પ્રિય ગ્રંથ. મારી દીક્ષાના પ્રારંભમાં જ મને તેઓશ્રી તરફથી આ ગ્રંથ મળ્યો હતો, એટલે

બીજાં અનેક કાર્યોમાં હું રોકાયેલો હતો, છતાં **યોગશાસ્ત્ર**ના સંશોધન–સંપાદનનું કાર્ય દેવ–ગુરુ કૃપાના ભરોસે મેં અત્યંત આનંદથી સ્વીકાર્યું હતું.

ગ્રંથકાર શ્રી **હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજા તથા પરમાર્હત મહારાજા **કુમારપાલ**ના **જીવનચરિત્ર**નું સંક્ષેપમાં વર્ણન તથા **યોગશાસ્ત્ર**ના બારે ય પ્રકાશમાં આવતા વિવિધ વિષયોનું સંક્ષેપમાં નિરૂપણ યોગશાસ્ત્રના પ્રથમ વિભાગની પ્રસ્તાવનામાં અમે કર્યું છે. આ બીજા વિભાગમાં આવતા -ત્રીજા–ચોથા પ્રકાશના વિષયોનું નિરૂપણ કંઈક વિશેષતા સાથે અહીં કરવામાં આવે છે.

[ **યોગશાસ્ત્ર**ના પ્રથમ પ્રકાશના પ્રારંભમાં યોગિનાથ **ભગવાન મહાવીર પરમાત્મા**ને નમસ્કાર કરીને, પછી યોગનું માહાત્મ્ય તથા યોગના ભેદોનું વર્ણન કરીને, પછી સાધુયોગ્ય પાંચ મહાવ્રતોનું અત્યંત વિસ્તારથી વર્ણન કરીને, શ્રાવકયોગ્ય ધર્મનું વર્ણન કરતાં પહેલાં શ્રાવકધર્મ માટે અધિકારી કોણ હોઈ શકે એ જણાવતાં માર્ગાનુસારીના પાંત્રીશ ગુણોનું વિસ્તારથી વર્ણન પ્રથમ પ્રકાશમાં કર્યું છે. તે પછી બીજા પ્રકાશમાં શ્રાવકધર્મના મૂળભૂત સમ્યક્ત્વનું વર્ણન કરીને શ્રાવકધર્મ રૂપ બાર વ્રતોનું વર્ણન કરતાં, તે પૈકી પહેલાં પાંચ અણુવ્રતોનું વર્ણન બીજા પ્રકાશમાં વિસ્તારથી કરવામાં આવ્યું છે. બાકી રહેલાં સાત વ્રતોનું વર્ણન ત્રીજા પ્રકાશમાં આવે છે. ]

ત્રીજા પ્રકાશમાં શ્રાવકનાં ૩ ગુણવ્રતોનું તથા ૪ શિક્ષાવ્રતોનું વિસ્તારથી વર્ણન છે. ૧ લા દિગ્વિરમણ ગુણ-વ્રત પછી બીજા ભોગોપભોગવિરમણ ગુણવ્રતનું ઘણા વિસ્તારથી નિરૂપણ છે. વર્જ્યવાયોગ્ય વસ્તુઓમાં મદિરાપાનના

ત્યાગનો અનેક પ્રકારે ઉપદેશ આપ્યો છે. માંસાહારના દોષો દર્શાવી તેના આહારનો નિષેધ કર્યો છે. દેવપૂજા તથા પિતૃપૂજા નિમિત્તે માંસાહારને વિધેય વર્ણવતા તથા 'માંસાહારમાં કોઈ દોષ નથી' એમ કહેતા બીજા શાસ્રકારના મતાન્તરનું ખંડન કર્યું છે. માખણ, મધ તથા પાંચ પ્રકારનાં ઉદુમ્બર ફલોનું ભક્ષણ, અનંતકાય તથા અજ્ઞાત ફલનું ભક્ષણ, રાત્રિભોજન, તથા કાચા ગોરસથી મિશ્રિત દ્વિદલ અને જંતુમિશ્ર ફલ-ફૂલ-પત્ર[1] આદિ અભક્ષ્ય વસ્તુ-ઓનું ભક્ષણ ત્યજવા ઉપદેશ આપ્યો છે. ૩ જા અનર્થદંડવિરમણ નામના ગુણવ્રતનું સ્વરૂપ સમજાવતાં આર્ત-રૌદ્ર નામના દુર્ધ્યાનને ત્યજવા, પાપોપદેશ અને વિવિધ પ્રકારના પ્રમાદને પરિહરવા સમજાવેલું છે.

ત્યાર પછી ચાર શિક્ષાવ્રતોમાં ૧ લા સામાયિક શિક્ષાવ્રતનું સ્વરૂપ તથા વિધિ જણાવીને તેનાથી થતી કર્મનિર્જરા તથા એ સંબંધમાં **ચંદ્રાવતંસક**ની કથા વર્ણવેલી છે. ૨ જા દેશાવકાશિક શિક્ષાવ્રતનું સ્વરૂપ વર્ણવીને પૌષધ નામના ૩ જા શિક્ષાવ્રતનું સ્વરૂપ તથા વિધિ સમજાવીને **ચુલનીપિતા**ની કથા આપેલી છે. તથા ૪ થા અતિથિસંવિભાગ શિક્ષાવ્રતનું સ્વરૂપ વિવિધ રીતે વિસ્તારથી સમજાવીને સુપાત્રદાનમાં શાલિભદ્રના પૂર્વભવના જીવ **સંગમક**ની કથા કહેલી છે. શ્રાવકનાં બારે ય વ્રતોના અતિચારો વિસ્તારથી સમજાવતાં, પંદર પ્રકારના કર્માદાનના વેપાર-ધંધાનો ત્યાગ કરવા માટે ઉપદેશ આપ્યો છે.

---

૧ ૭૨ મા શ્લોકમા આ વાત છે આના ઉપરની ટીકામાં '**पत्रं प्रावृषि तण्डुलीयकादेः**' આ શબ્દોથી **ચોમાસામાં તાંદળજા આદિની ભાજીને અભોજ્ય ગણાવી છે.** જુઓ પૃ ૪૬૭.

મહાશ્રાવકની વ્યાખ્યા સમજાવતાં, પોતાનું શુભ દ્રવ્ય વાવવાનાં સાત ક્ષેત્રો (૧ જિનબિંબ, ૨ જિન-મંદિર, ૩ જિનાગમ, ૪ સાધુ, ૫ સાધ્વી, ૬ શ્રાવક, ૭ શ્રાવિકા)ને વિસ્તારથી સમજાવ્યાં છે. પ્રાસંગિક દિગમ્બર મતની માન્યતાનું ખંડન કરીને સ્ત્રીઓને પણ સંયમ તથા મોક્ષમાં અધિકાર છે એ વાત સિદ્ધ કરી છે. મહાશ્રાવકની દિનચર્યામાં, ચૈત્યપૂજા અને જિનવંદનની વિધિ સમજાવી છે. ઉત્કૃષ્ટ ચૈત્યવંદન પ્રસંગે, 'ઇરિયાવહિ' આદિ, 'નમોત્થુણં', 'અરિહંતચેઈઆણં' 'લોગસ્સ' 'પુકખરવરદીવડ્ઢે' 'સિદ્ધાણં બુદ્ધાણં' 'જયવીયરાય' આદિ પ્રાકૃત સૂત્રોનો અર્થ વિસ્તારથી સમજાવ્યો છે. ગુરૂવંદનવિધિ તથા મધ્યાહ્ન અને સંધ્યાની પૂજા વર્ણવીને પ્રતિક્રમણની વિધિ દર્શાવતાં, વંદનક સૂત્રોનો અર્થ, ગુરૂવંદનના ૩૨ દોષો, શિષ્યના પ્રશ્ન અને ગુરૂના ઉત્તરો, ગુરૂની ૩૩ આશાતનાઓ, પ્રતિક્રમણની વ્યાખ્યા, કાયોત્સર્ગવિધિ, કાયોત્સર્ગમાં ત્યજવાના ૨૧ દોષો તથા પ્રત્યાખ્યાનોનું વિસ્તૃત સ્વરૂપ સમજાવ્યું છે. આમાં આ. શ્રી **હરિભદ્રસૂરિ**વિરચિત લલિતવિસ્તરા તથા **આવશ્યકવૃત્તિ**નો ઘણો આધાર ગ્રંથકારે લીધેલો છે. ત્યાર પછી રાત્રિકૃત્ય સમજાવતાં સ્ત્રીઓનાં અંગોની વૈરાગ્યાત્મક તાત્ત્વિક વિચારણા પ્રસંગે **સ્થૂલભદ્રની**, અને વ્રતપાલનની દૃઢતા વિષે **કામદેવ** શ્રાવકની કથા આપી છે. અવશ્ય કરવા લાયક ઉત્તમ મનોરથો વર્ણવીને શ્રાવકની ૧૧ પ્રતિમાઓનું સ્વરૂપ બતાવ્યું છે. છેવટે સમાધિ મરણ માટે કરવાની વિધિ તથા તે પ્રસંગે **આનંદ** શ્રાવકની કથા આપી છે. ત્રીજા પ્રકાશના અંતમાં શ્રાવક ધર્મનું પાલન કરનારા જીવો કેવી ઉત્તમ ગતિ પામે છે તથા કેવો ઉત્તરોત્તર વિકાસ પ્રાપ્ત કરે છે, તે જણાવ્યું છે.

ચોથા પ્રકાશમાં, યોગનાં મુખ્ય અંગ જ્ઞાન–દર્શન–ચારિત્રનું આધ્યાત્મિક દૃષ્ટિએ અભેદ ( નિશ્ચય ) નયની દૃષ્ટિએ નિરૂપણ કરતાં આત્માનું જ્ઞાન–દર્શન–ચારિત્ર સાથે ઐક્ય વર્ણવીને, 'આત્મજ્ઞાનથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે.' એ રીતે આત્મજ્ઞાનની સ્તુતિ કરીને, આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે અવશ્ય કરવા લાયક કષાયજય અને ઇંદ્રિયજયને વર્ણવતાં, વિસ્તારથી ક્રોધાદિ ચાર કષાય[1] તથા ઇંદ્રિયોનું સ્વરૂપ વર્ણવીને, 'ઇંદ્રિયો ઉપર વિજય મેળવવા માટે મનઃશુદ્ધિ અત્યંત જરૂરી છે, કારણ કે મનઃશુદ્ધિ વિના ગમે તેટલાં તપ આદિ કરવામાં આવે તો પણ તે મોક્ષરૂપી ફળ આપી શકતાં નથી' એમ વર્ણવ્યું છે. મનની શુદ્ધિ માટે લેશ્યાશુદ્ધિ જરૂરી છે તે જણાવતાં લેશ્યાઓનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે. (પૃ. ૮૧૯–૮૨૬ માં ટિપ્પણમાં લેશ્યા સંબંધમાં પૂર્વાચાર્યોનાં વિવિધ મંતવ્યો વિસ્તારથી અમે આપ્યાં છે.) મનઃશુદ્ધિ માટે રાગ–દ્વેષ ઉપર વિજય મેળવવો અત્યંત જરૂરી છે એ સમજાવતાં, રાગ–દ્વેષનું ભયંકર સ્વરૂપ સમજાવ્યું છે. રાગ–દ્વેષ ઉપર વિજય મેળવવા માટે સમતા (સમભાવ) અત્યંત જરૂરી છે એ જણાવીને સમતાનો પ્રભાવ વર્ણવ્યો છે. સમતા પ્રાપ્ત કરવા માટે મમતા દૂર કરવી જોઇએ. તે માટે અનિત્ય, અશરણ આદિ બાર[2] ભાવનાઓનું (અનુપ્રેક્ષાઓનું) વિસ્તારથી સ્વરૂપ વર્ણવતાં, તે

૧ ચાર કષાયોના વર્ણનમા જે શ્લોકો યોગશાસ્ત્ર મૂળ તથા ટીકામાં છે તે જ લગભગ શ્લોકો **ત્રિષષ્ટિશલાકાપુરૂષ-ચરિતના** ચોથા પર્વમા ભિન્ન ભિન્ન તીર્થંકર ભગવાનની દેશનામા ગ્રંથકારે લઈ લીધા છે

૨ બાર ભાવનાઓના વર્ણનમાં યોગશાસ્ત્ર મૂળ તથા ટીકામાં જે શ્લોકો આવેલા છે તે જ લગભગ બધા શ્લોકો **ત્રિષષ્ટિ-**શલાકાપુરૂપચરિતના બીજા–ત્રીજા–ચોથા પર્વમા ભિન્ન ભિન્ન **તીર્થંકર ભગવાન**ની દેશનામા શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે લઈ લીધા છે.

પ્રસંગે ચાર ગતિઓનાં દુઃખો, કર્મોના આશ્રવો, આશ્રવોને રોકવાના ઉપાયો, બાર પ્રકારનો તપ, દશ પ્રકારનો યતિધર્મ તથા ચૌદ રાજલોકનું સ્વરૂપ ઘણા વિસ્તારથી સમજાવ્યું છે. તપ તથા યતિધર્મના નિરૂપણમાં તત્ત્વાર્થ-સૂત્ર ઉપરની **સિદ્ધસેનગણિવિરચિત** વૃત્તિનો ઘણો આધાર લેવામાં આવ્યો છે. લોકના નિરૂપણમાં (પૃ. ૯૦૭ –૯૪૧) વિસ્તારથી ક્ષેત્રસમાસ આવી જાય છે. બાર ભાવનાઓ દ્વારા સમતા પ્રાપ્ત કરીને મોક્ષના કારણભૂત આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે યોગીઓએ ધ્યાનનો પ્રારંભ કરવો જોઇએ એમ જણાવીને જીવનમાં ધર્મધ્યાનની સિદ્ધિ માટે અત્યંત જરૂરી મૈત્રી આદિ ચાર ભાવનાઓ વિસ્તારથી વર્ણવી છે. આ ચાર ભાવનાઓનું વર્ણન જીવનમાં દરેકને અત્યંત માર્ગદર્શક બને તેવું છે.[1] જીવનના મૌલિક ઘડતરમાં આ ચારે ય ભાવનાઓ અત્યંત જરૂરી છે. આ રીતે ધ્યાન માટે પદ્ધતિસર ભૂમિકા રચીને, તે માટે જરૂરી યોગાસનોનું વર્ણન ચોથા પ્રકાશના અંતમાં આપેલું છે.

અનેક યોગાસનોના વર્ણનમાં મહર્ષિ **પતંજલિએ** રચેલા **યોગસૂત્ર** ઉપર **વ્યાસે** રચેલા ભાષ્ય ઉપર પંડિત **વાચસ્પતિમિશ્રે** રચેલી **તત્ત્વવૈશારદી** વ્યાખ્યાનો ઘણો આધાર લેવામાં આવ્યો છે. **તત્ત્વવૈશારદીનો** આ બધો પાઠ પૃ. ૯૫૯ ના ટિપ્પણમાં અમે આપેલો છે.

---

૧ કરૂણા ભાવનાના વર્ણનમા આ. શ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજે માત્ર લુખ્ખી જ વાતો કરી નથી, પણ **यतश्च [कारुण्यं] कुर्वन् हितोपदेश-कालापेक्षान्नपाना-ऽऽश्रय-वस्त्र-भेषजैरपिताननुगृह्णातीति** [ પૃ. ૯૫૨ પં. ૭ ] એમ કહીને સક્રિય કરૂણાનો ઉપદેશ પણ આપ્યો છે.

મહર્ષિ પતંજલિએ, સંક્ષેપમાં દર્શાવેલાં યોગનાં આઠ અંગો ૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણાયામ, ૫ પ્રત્યાહાર, ૬ ધારણા, ૭ ધ્યાન, ૮ સમાધિ પૈકી ત્રણ અંગો યમ–નિયમ–આસનોનું વર્ણન પણ આ ચાર પ્રકાશમાં વિસ્તારથી, સૂક્ષ્મતાથી તથા વિશદતાથી આવી જાય છે.

આ યોગશાસ્ત્રમાં અનેક વિષયોનું પૂર્વાચાર્યપ્રણીત ગ્રંથોમાંથી દોહન કરેલું છે છતાં વિષયોના આયોજનમાં, તેના વિવેચનમાં, પૂર્વાચાર્યોના અનેક મતો હોય ત્યાં કયા મતનો સ્વીકાર કરીને સ્થાન આપવું ઇત્યાદિ અનેક બાબતોમાં આ. શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજની સ્વતંત્ર પ્રતિભા સર્વત્ર પદે પદે જણાઈ આવે છે. ભાષામાં દૈવી પ્રાસાદિકતા તો સર્વત્ર ભરેલી છે જ.

કાલદ્રવ્યને સ્વતંત્ર છઠ્ઠું દ્રવ્ય માનવું કે જીવ, પુદ્‌ગલ, ધર્મ, અધર્મ, આકાશ આ પાંચ અસ્તિકાયના પર્યાય રૂપે સમજવું, આ બાબતમાં શ્વેતાંબર ગ્રંથોમાં પૂર્વાચાર્યોના જુદા જુદા અભિપ્રાયો છે. તત્ત્વાર્થસૂત્ર ઉપર ગંધહસ્તી આ. શ્રી સિદ્ધસેન ગણીએ રચેલી ટીકામાં (અધ્યાય ૪, સૂત્ર ૧૫, પૃ. ૨૯૦, અધ્યાય ૫, સૂત્ર ૨૨, પૃ. ૩૪૮, અધ્યાય ૫, સૂત્ર ૩૮–૩૯, પૃ. ૪૨૯ થી ૪૩૪) વિસ્તારથી આનો ઉલ્લેખ જોવા મળે છે. ત્યાં मुख्यवृत्तिसमाश्रयणात सकलमनुष्यक्षेत्रव्यापी समय एको वर्तमानकालः (પૃ. ૨૮૯–૨૯૦) એમ જણાવ્યું છે.

'आह च – तस्मान्मानुषलोकव्यापी कालोऽस्ति समय एक इह ।
एकत्वाच्च स कायो न भवति कायो हि समुदायः ॥१॥'

આ રીતે કોઈ પૂર્વગ્રંથકારનો અભિપ્રાય પણ આ. શ્રી સિદ્ધસેનગણીએ પૃ૦ ૩૪૦ માં ટાંક્યો છે.

પરંતુ દિગંબર ગ્રંથોમાં કાલને અણુરૂપ માન્યો છે અને આ અણુ લોકાકાશના પ્રદેશે પ્રદેશે વિદ્યમાન છે, તેથી લોકાકાશના પ્રદેશ જેટલા કાલ અણુઓ છે, તેમ જણાવ્યું છે. દિગંબરાચાર્ય અકલંકદેવે રચેલા તત્ત્વાર્થરાજવાર્તિકમાં જણાવ્યું છે કે—

द्विविधः कालः–परमार्थकालः व्यवहाररूपश्चेति । तत्र परमार्थकालः वर्तनालिङ्गः गत्यादीनां धर्मादिवत् वर्तनाया उपकारकः । स किंस्वरूप इति चेत् ? उच्यते – यावन्तो लोकाकाशे प्रदेशाः तावन्तः कालाणवः परस्परं प्रति अबन्धाः एकैकस्मिन्नाकाशप्रदेशे एकैकवृत्त्या लोकव्यापिनः मुख्योपचारप्रदेशकल्पनाऽभावान्निरवयवाः ।.......विनाशहेतुत्वाभावाद् नित्याः । . .व्यवहारकालः परिणामादिलक्षणः । .. तत्र परमार्थकाले भूतादिव्यवहारो गौणः, व्यवहारकाले मुख्यः । [ [1]तत्त्वार्थराजवार्तिक ५ । २२, पृ० ४८२ ]

આ૦ શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે તેમની સ્વતંત્ર પ્રતિભા પ્રમાણે [2]યોગશાસ્ત્રટીકામાં (પૃ. ૧૧૧) તથા [3]ત્રિશષ્ટિશલાકાપુરૂષચરિતમાં (પૃ. ૩૭૩) આ મતનો સ્વીકાર કરીને કાલદ્રવ્યનું સ્વરૂપ નીચે પ્રમાણે જણાવ્યું છે :

लोकाकाशप्रदेशस्था भिन्नाः कालाणवस्तु ये ।
भावानां परिवर्ताय मुख्य कालः: स उच्यते ॥ ५२ ॥

---

૧. આ વાત તત્ત્વાર્થરાજવાર્તિકમાં અધ્યાય ૫ સૂત્ર ૩૯–૪૦ પૃ૦ ૫૦૧–૫૦૨ માં પણ પ્રકારાંતરે સ્પષ્ટ કરી છે
૨. જુઓ પ્રથમ પ્રકાશના ૧૬ મા શ્લોકની ટીકા.
૩. જુઓ ચોથા પર્વના ચોથા સર્ગમા શ્લોક ૨૭૪–૨૭૫.

ज्यौतिःशास्त्रे यस्य मानमुच्यते समयादिकम् ।
स व्यावहारिकः कालः कालवेदिभिरामतः ॥ ५२ ॥

આ૦ શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજની આ પણ એક મોટી વિશેષતા છે કે પ્રસંગાનુપ્રસંગવશાત્ બીજી પણ ઘણી ઘણી શાસ્ત્રીય વાતોને એ કહી દે છે, જેથી એક ગ્રંથ વાંચતાં અનેક ગ્રંથોનું જ્ઞાન સરળતાથી થઈ જાય છે. ઉદાહરણ તરીકે પ્રથમ પ્રકાશના ૧૬ મા શ્લોકની ટીકામાં ( પૃ. ૧૦૭–૧૧૪ ) સમ્યક્ત્વના પ્રસંગમાં જીવવિચાર, નવતત્ત્વ, કર્મગ્રંથની ઘણી ઘણી વાતો કહી દીધી છે. ચોથા પ્રકાશના ૧૦૪ મા શ્લોકની ટીકામાં ( પૃ. ૯૦૭–૯૪૧ ) લોકભાવનાના પ્રસંગમાં આખો **ક્ષેત્રસમાસ**[1] ગ્રંથ રજુ કરી દીધો છે. અનેક ઐતિહાસિક[2] ઉલ્લેખો પણ આમાં છે. ભિન્ન ભિન્ન પ્રસંગે આવી ઘણી ઘણી વાતો આવે છે.

---

૧. **ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિતના** બીજા પર્વના ત્રીજા સર્ગમા (શ્લોક ૪૭૮–૮૦૦) પરમાત્મા **શ્રી અજિતનાથ ભગવાન**ની દેશનામા પણ આ રીતે ક્ષેત્રસમાસ ગ્રંથ આપી દીધો છે.

૨. યોગશાસ્ત્ર ટીકામાં પૃ૦ ૮૦ મા **અંગારકારક**ની વાતમાં **અગ્નિતૈલ**નો ઉલ્લેખ આવે છે. ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિતના પ્રથમ પર્વમા ચોથા સર્ગમાં ૮૩૯ મા શ્લોકમાં તથા પરિશિષ્ટના બીજા સર્ગમા ૪૩૫ મા શ્લોકમાં પણ **અગ્નિતૈલ**નો ઉલ્લેખ આ. શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે કર્યો છે. આ ઉલ્લેખ ઐતિહાસિક છે. આના ઉપર **ભોગીલાલ જે. સાંડેસરાએ** 'જૈન આગમ સાહિત્યમાં ખનિજ તેલનો ઉલ્લેખ' આ લેખ લખેલો છે જુઓ ગુર્જર ગ્રથરત્ન કાર્યાલય–અમદાવાદથી સન ૧૯૬૬ માં પ્રકાશિત 'ઇતિહાસ અને સાહિત્ય' પૃ ૧૧૭-૧૨૧ તથા જુઓ Studies in Indian Literary History by P K Gode.

આજથી લગભગ ૭૪ વર્ષ પૂર્વે કલકત્તાના Bibliotheca Indica ગ્રંથમાળામાં Collection of Oriental Worksમાં Asiatic Society of Bengal, Calcutta તરફથી શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય પૂ. શ્રી વિજય **ધર્મસૂરિજી** મહારાજની દેખરેખ નીચે સટીક યોગશાસ્ત્રનું ઘણા જ પરિશ્રમપૂર્વક સંશોધન-સંપાદન થઈને પ્રકાશન શરૂ થયું હતું. તેનો ૧ લો અંશ (Fasciculus 1) No. 1181 રૂપે ઈસ્વીસન ૧૯૦૭માં પ્રકાશિત થયો હતો. તે પછી એક પછી એક નાના નાના અંશો ઈસ્વી સન ૧૯૦૯, ૧૯૧૦, ૧૯૧૬, ૧૯૧૮ માં પ્રકાશિત થયા હતા. છેવટે છટ્ઠો અંશ[૧] (Fasciculas 6) No. 1444 રૂપે (પૃ. ૭૯૩ થી ૮૮૮) ઈસ્વીસન ૧૯૨૧ માં પ્રકાશિત થયો હતો. આ બધા અંશોમા પહેલા પ્રકાશથી માંડીને ચોથા પ્રકાશના ૧૦૫ મા શ્લોકની ટીકાનો પ્રારંભનો કેટલોક ભાગ જ પ્રકાશિત થયો છે. તે પછી આગળનો ભાગ ત્યાંથી પ્રકાશિત થયાનું જાણવામાં આવ્યું નથી. પણ ત્યાર પછી ઈસ્વીસન ૧૯૨૬માં (વિક્રમસંવત્ ૧૯૮૨ માં) આ. શ્રી વિજય **ધર્મસૂરિજી** મહારાજની દેખરેખ નીચે તૈયાર થયેલા સટીક યોગશાસ્ત્રનું સંપૂર્ણ પ્રકાશન **ભાવનગરની જૈનધર્મ પ્રસારક સભા** તરફથી થયું છે. આ બંને પૂર્વમુદ્રિત ગ્રંથોની અમે મુ૦ એવી સંજ્ઞા રાખી છે.

પરંતુ તે પછી તો યોગશાસ્ત્રની તાડપત્ર ઉપર લખેલી ઘણી પ્રાચીન પ્રતિઓ પ્રકાશમાં આવી છે. તેનો

૧. આ છઠ્ઠો અંશ પૃ૦ ૭૯૩ માં ચોથા પ્રકાશના ૨૨ મા શ્લોકની ટીકાના ( અમારા પ્રકાશનમાં પૃ૦ ૮૦૪-પં. ૨ ) **जलस्खलनार्थं पालीबन्धः** થી શરૂ થાય છે અને પૃ૦ ૮૮૮ મા **इत्येवं मनुष्यलोके द्वात्रिंशं चन्द्रशतं सूर्यशतं च भवति । अष्टाशीतिं** ( અમારા પ્રકાશનમા પૃ૦ ૯૧૩ પં. ૨, ૩ ) આ પાઠ પાસે સમાપ્ત થાય છે.

ઉપયોગ કરીને મુ૦માં રહી ગયેલા ઘણા ઘણા અશુદ્ધ પાઠોને શુદ્ધ કરીને આ સંસ્કરણમાં અમે આપ્યા છે. અને મુ૦માં છપાયેલો અશુદ્ધ પાઠ ટિપ્પણમાં મુ૦ એવા સંકેતથી અમે દર્શાવ્યો છે. મુ૦માં છપાયેલો તદ્દન અશુદ્ધ પાઠ પણ અમે ટિપ્પણમાં એટલા માટે જ જણાવ્યો છે કે વાચકોને ખ્યાલ આવે કે આ સ્થળે મુ૦માં કેવો પાઠ છપાયેલો હતો. ત્રણ પ્રકાશ સુધી જ મુ૦માં છપાયેલા અશુદ્ધ પાઠો અમે ટિપ્પણમાં દર્શાવ્યા છે. ચોથા પ્રકાશથી તો આવા ખોટા પાઠોને અમે ટિપ્પણોમાં ખાસ નોંધ્યા પણ નથી. માત્ર મુ૦ સંકેતથી જે જે પાઠો અમે ટિપ્પણમાં દર્શાવ્યા છે તે મોટા ભાગે અશુદ્ધ પાઠો છે.

અશુદ્ધ પાઠોનું અનેક રીતે નિર્માણ થતું હોય છે. લેખકોની અસાવધાનીથી ઘણી વાર અશુદ્ધ પાઠો લખાઈ જાય છે. કેટલીક વાર લખતાં લખતાં પાઠો પડી જતા હોય છે. કેટલીક વાર આધારભૂત આદર્શોમાં લખેલા અક્ષરોનો મરોડ અથવા અર્થ ન સમજી શકવાથી પણ લેખકોના હાથે અશુદ્ધ પાઠો લખાતા હોય છે. એટલે અનેક હસ્તલિખિત પ્રતિઓને સામે રાખીને જુદા જુદા પાઠભેદોમાંથી શુદ્ધ પાઠો શોધી કાઢીને નક્કી કરવાના હોય છે. શુદ્ધ પાઠો નક્કી કરતી વખતે [1]અર્થસંગતિ, લિપિસાદૃશ્ય, વ્યાકરણના નિયમો, અન્ય

1. પૃ૦ ૪૮ પં ૧ મા **શાં.** પ્રતિમા **नतार्त्तिच्छेदनायेव प्रपदे चक्रमीशितुः** પાઠ છે અહીં મુ. (પૃ૦ ૧૫ શ્લોક ૧૯ )મા **प्रपेदे** પાઠ છપાયેલો છે અહીં **प्रपदे** ને અશુદ્ધ સમજીને પરોક્ષ ભૂતકાળનું **प्रपेदे** રૂપ બનાવી દેવામાં આવ્યું છે પણ અર્થની દૃષ્ટિએ એ અહીં અસંગત છે પગના અગ્રભાગને **प्रपद** કહેવામા આવે છે. ‘પ્રભુના પગના અગ્રભાગમાં રહેલું ચક્રનું ચિહ્ન નમન કરનારાઓના દુઃખોને છેદવા માટે છે’ એવી ગ્રંથકારે ઉત્પ્રેક્ષા કરી છે

ગ્રંથોમાં મળતા ઉલ્લેખો તથા પૂર્વાપરસંગતિ[1] વગેરે વગેરે ઘણી ઘણી વાતો ધ્યાનમાં રાખવાની હોય છે.

કેટલીક વાર એવું પણ બને છે કે હસ્તલિખિતમાં તદ્દન શુદ્ધ પાઠો હોય છતાં સંપાદકો તેનો અર્થ બરાબર ન સમજી શકવાથી શુદ્ધપાઠોના સ્થાને પોતાની કલ્પના પ્રમાણે અશુદ્ધ પાઠો કરી દેતા હોય છે. આવા અમને અનેક અનુભવો સંશોધનક્ષેત્રમાં થયા છે. ઉદાહરણ તરીકે—

પૃ૦ ૬ પં. ૬ માં બધી હસ્તલિખિત પ્રતિઓમાં **तमःपरस्तादुदिताय** પાઠ છે. ત્યાં મુ૦ (પૃ૦ ૨)માં **नमः पुरस्तादुदिताय** પાઠ છપાયેલો છે. **त** અને **न** હસ્તલિખિતમાં લગભગ સરખા લખાય છે. એટલે **तमः** ને બદલે

---

૧ **मन्नह जिणाणमाणं** આ પાંચ ગાથાની સજ્ઝાય જૈન સંઘમા અત્યંત પ્રચલિત છે. આમા ૫ઠ અશુદ્ધ છે એવી ભાગ્યે જ કોઈને કલ્પના પણ આવે. પરંતુ **मन्नह, परिहरह, धरह** આ પદોની, આગળ આવતા **होइ** સાથે કોઈ જ સંગતિ નથી હકીકતમા આ પાચે ય ગાથાઓ આ શ્રી હરિભદ્રસૂરિવિરચિત સંબોધપ્રકરણમાં શ્રાવકધર્માધિકારમાં છે. (પાચમી ગાથાના ઉત્તરાર્ધમાં માત્ર પાઠભેદ છે )

**मन्नइ जिणाणमाणं मिच्छं परिहरइ धरइ सम्मत्तं । छव्विहआवस्सयम्मि उज्जुत्तो होइ पइदिवसं ॥**

આ પ્રમાણે પાઠ જોઈને અમને આશ્ચર્ય સાથે અતિઆનંદ થયો આ પાઠ શુદ્ધ અને પૂર્વાપરસંગત છે. હસ્તલિખિત આદર્શોમા **इ** અને **ह** અમુક રીતે સરખા લખાય છે તેથી **मन्नइ** વગેરેમાં કોઈ સમયે કોઈકે **इ** ના સ્થાને **ह** વાંચ્યો કે લખ્યો હશે તેમાંથી **मन्नह, परिहरह** તથા **धरह** આ અશુદ્ધ પાઠ શરૂ થઈ ગયો હશે એમ લાગે છે આ અશુદ્ધ પાઠ આજે જૈન સંઘમા સંપૂર્ણ રીતે પ્રચલિત થઈ ગયો છે

नमः વાંચવાથી, नमः પાઠની સંગતિ કરવા માટે परस्तात् ને બદલે पुरस्तात् એમ પાઠ સુધારવામાં આવ્યો છે. ઉપનિષદો, ભક્તામરસ્તોત્ર, વીતરાગસ્તોત્ર વગેરે અનેક ગ્રંથોમાં પરમાત્માનું तमसः परस्तात् એવું વર્ણન આવે છે. એટલે અહીં तमःपरस्तात् આ હસ્તલિખિત પાઠ સાચો હોવા છતાં તેને બદલીને नमः पुरस्तात् છાપવામાં આવ્યો છે.

પૃ૦ ૫૨ પં. ૯ માં ववृषुर्मण्डपद्वारे चेलक्नोपं पयोमुचः પાઠ બધી હસ્તલિખિત પ્રતિઓમાં છે. અહીં મુ૦ (પૃ૦ ૧૭ શ્લો૦ ૩૬)માં चेलोत्क्षेपं પાઠ છપાયેલો છે. પરંતુ અહીં વસ્ત્ર ઉછાળવાની કોઈ વાત જ નથી. 'વસ્ત્ર, ભીંજાય તે રીતે મેઘોએ મંડપના દ્વારમાં (ઝરમર ઝરમર) વૃષ્ટિ કરી' એવો તેનો અર્થ છે. चेलक्नोपं શબ્દ કેવી રીતે વ્યાકરણના આધારે બને છે તે અમે ટિપ્પણમાં દર્શાવ્યું છે.

પૃ૦ ૧૩૫ પં. ૧૨ માં બધી હસ્તલિખિત પ્રતિઓમાં आत्मपरवयोनुरूपं પાઠ છે. હસ્તલિખતમાં व અને च લગભગ સરખા લખાય છે. એટલે અહીં चयो પાઠ માનીને પછી તેમાંથી સુધારીને आत्मपरिचयानुरूपं પાઠ મુ. (પૃ૦ ૪૬)માં છાપવામાં આવેલો છે. ખરેખર તો, પોતાની તથા પરની વયને–ઉંમરને અનુરૂપ સંબંધ જોડીને જે ભિક્ષા લેવામાં આવે તેને पूर्वपश्चात्संस्तवपिण्ड કહેવામાં આવે છે, આ વાત ટિપ્પણીમાં પિંડનિર્યુક્તિનો પાઠ આપીને પણ અમે સ્પષ્ટ કરી છે; એટલે आत्मपरिचयानुरूपं નહીં પણ आत्मपरवयोनुरूपं પાઠ જ અહીં સાચો પાઠ છે.

પૃ૦ ૧૫૯ પં. ૧૨ માં दुर्योधनो राज्यादंशं च બધી હસ્તલિખિત પ્રતિઓમાં પાઠ છે. છતાં મુ. (પૃ૦ ૫૬) માં राज्याद्भ्रंशं च એવો પાઠ છપાયેલો છે. આ પાઠ તદ્દન અસંગત છે. 'પરસ્ત્રી પાછી ન આપવાથી રાવણ

નાશ પામ્યો અને રાજ્યમાંથી પાંડવોને થોડો પણ ભાગ ન આપવાથી દુર્યોધન નાશ પામ્યો' આ તેનો સાચો અર્થ છે. અને આ બધો જ પાઠ આ. શ્રી **હેમચંદ્રસૂરિજી** મહારાજે **ચાણાક્યના અર્થશાસ્ત્ર**માંથી યદાહ એવા ઉલ્લેખથી ઉદ્ધૃત કરેલો છે. **ચાણાક્યના અર્થશાસ્ત્ર**માં ( કૌટિલીય અર્થશાસ્ત્રમાં ) પણ राज्यादंशं એવો જ પાઠ છે, એ અમે તપાસી જોયું છે.

પૃ૭ ૫૭૯ પં. ૫ માં दूरेण परिहरणीयाः, वात्सल्यं चासां करणीयम् એવો પાઠ બધી જ હસ્તલિખિત પ્રતિઓમાં છે. પરંતુ આ સ્થળે મુ૦ (પૃ. ૨૦૯)માં दूरेण न परिहरणीयाः એવો પાઠ છપાયેલો છે. ખરેખર આ સ્થળે दूरेण परिहरणीयाः; वात्सल्यं चासां करणीयम् એમ લખીને ભગવાન હેમચંદ્રાચાર્યે માનસશાસ્ત્ર અને ધર્મ-શાસ્ત્રોની અજોડ વિદ્વત્તાનો આપણને પરિચય કરાવ્યો છે.

પૃ૦ ૭૨૦ પં. ૬ માં अयोगवाहिनां પાઠ બધી જ હસ્તલિખિત પ્રતિઓમાં છે, પણ મુ૦ (પૃ૦ ૨૫૬)માં આ સ્થળે योगवाहिनां પાઠ છપાયેલો છે. અહીં સંપૂર્ણ પાઠ આ પ્રમાણે છે—

**यत् तापिकायां घृतादिपूर्णायां [1]चलाचलं खाद्यकादि पच्यते तस्यामेव तापिकायां तेनैव घृतेन द्वितीयं तृतीयं च खाद्यकादि विकृतिः, ततः परं पक्वान्नानि अयोगवाहिनां निर्विकृतिप्रत्याख्यानेऽपि कल्पन्ते ।**

ઘી આદિથી ભરેલી તાવડીમાં ચલાચલ ખાજા વગેરે તળવામાં આવે પછી તે જ તાવડીમાં નવું ઘી પૂર્યા

---

૧. "चराचर-चलाचल-पतापत-वदावद-घनाघन-पाटूपटं वा" [૪-૧-૧૩]-सिद्धहेमशब्दानुशासनम् ।

વિગઈ વિના તે જ ઘીથી બીજું અને ત્રીજું (બીજી અને ત્રીજી વાર) ખાજું આદિ તળવામાં આવે ત્યાં સુધી વિગઈ વિના તે જ ઘીથી બીજું અને ત્રીજું (બીજી અને ત્રીજી વાર) ખાજું આદિ તળવામાં આવે તે अयोगवाहिनां= યોગવહન ન કરતા હોય તેમને કહેવાય છે, પણ તે પછી જે પકવાન્નો તળવામાં આવે તે નીવીના પચ્ચક્ખાણમાં પણ કલ્પે છે.

પરંતુ અત્યારે ચાલુ પ્રણાલિકા એવી છે કે યોગવહન કરનારા સાધુઓ, ત્રણ ઘાણ પછીનું નિવીયાતું યોગમાં કલ્પ્ય છે એમ સમજીને સારી રીતે વાપરે છે. શ્રાવકોનાં ઉપાધાન પણ **નમસ્કાર મહામંત્ર** આદિ સૂત્રોના યોગવહન રૂપ જ છે, એટલે ઉપધાન કરનારા શ્રાવકો પણ ત્રણ ઘાણ પછી તળેલા પકવાન્નને સારી રીતે વાપરે છે, અને અયોગવાહી (છૂટી નીવી કરનારા) સાધુ કે શ્રાવકો ત્રણ ઘાણ પછી તળેલું પકવાન્ન તેમને માટે અકલ્પ્ય છે એમ સમજીને લેતા નથી. આ રીતે શાસ્ત્રમાં વર્ણવેલી વાતથી ઉલટી જ પ્રણાલિકા અત્યારે ચાલી રહી છે. અમને લાગે છે કે આ જાતની વર્તમાન પ્રણાલિકા જોઇને સંપાદકોએ अयोगवाहिनां પાઠમાં अ ને અશુદ્ધ સમજીને કાઢી નાખીને योगवाहिनां પાઠ છાપ્યો છે.[2]

શરૂઆતમાં અમે પણ જ્યારે अयोगवाहिनां પાઠ એક હસ્તલિખિત પ્રતિમાં વાંચ્યો ત્યારે અમને લાગ્યું હતું કે अ અશુદ્ધ પાઠ હશે. એટલે બીજી હસ્તલિખિત પ્રતિમાં જોયું તો તેમાં પણ अयोगवाहिनां પાઠ હતો.

---

૨ એ પણ સંભવ છે કે કોઈક હસ્તલિખિત પ્રતિમાં કોઈ વાચકે પોતાની કલ્પનાથી **योगवाहिनां** પાઠ કર્યો હોય અને તેવી પ્રતિનો સંપાદકોએ અહીં આધાર લીધો હોય. **अजोग** એવા પ્રાકૃત પાઠમાં પણ **अ जोग** એવો ખોટો પદચ્છેદ સંપાદકોએ જ કર્યો છે.

અમને વિચાર આવ્યો કે એક પ્રતિનો લેખક પ્રમાદથી **योगवाहिनां** ને બદલે **अयोगवाहिनां** લખી નાખે એવું બને, પણ બધી જ જુદી જુદી પ્રતિ લખનારા જુદા જુદા ગામના બધા લેખકો **अयोगवाहिनां** લખી દે એ ન બને. એટલે આ અંગે ખરેખર હકીકત શી છે એની અમે તપાસ કરવા માંડી તો જાણવામાં આવ્યું કે આ વિષયનું વર્ણન જેમાં આવે છે તે **આવશ્યકચૂર્ણિ**, **આવશ્યકહારિભદ્રીવૃત્તિ**, **પંચવસ્તુક**, **પંચવસ્તુકની આ૦ શ્રી અભયદેવ-સૂરિવિરચિત ટીકા**, આ૦ શ્રી સિદ્ધસેનસૂરિવિરચિત **પ્રવચનસારોદ્ધારવૃત્તિ**, **યોગશાસ્ત્ર** આદિ ગ્રંથોને આધારે વિક્રમ સંવત્ ૧૭૩૧ માં ઉપાધ્યાયશ્રી **માનવિજયજીએ** રચેલી **ધર્મસંગ્રહવૃત્તિ** આદિ સર્વ ગ્રન્થોમાં **अयोगवाहिनां** એવો જ પાઠ છે. એટલે **अयोगवाहिनां** પાઠ જ સાચો છે, એ વિષે અમને કશો જ સંદેહ રહ્યો નહિ. આ **આવશ્યકચૂર્ણિ** આદિ ગ્રંથોના બધા પાઠો એકત્ર કરીને પૃ. ૭૨૦ તથા ૭૨૧ ના ટિપ્પણમાં અમે આપ્યા છે. તે વાંચીને વાચકો સ્વયં ખાત્રી કરી લે.

દેવચંદભાઈ લાલચંદભાઈ પુસ્તકોદ્ધાર ફંડ (સુરત)થી પ્રકાશિત થયેલી **પ્રવચનસારોદ્ધારવૃત્તિમાં** જો કે **योगवाहिनां** પાઠ છપાયેલો છે, તો પણ તેની પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓમાં **अयोगवाहिनां** પાઠ જ છે. આ વાત પિંડવાડાની ભારતીય પ્રાચ્યતત્ત્વપ્રકાશન સમિતિએ હમણાં પ્રકાશિત કરેલા સટીક પ્રવચનસારોદ્ધારના સંપાદક મુનિશ્રી મુનિચંદ્રવિજયજીએ (પૃ. ૧૪૦માં) તેના ટિપ્પણમાં સ્પષ્ટ જણાવી છે.

આચાર્યશ્રી **ભાવદેવસૂરિએ** પ્રાકૃત ભાષામાં રચેલો **यतिदिनचर्या** નામનો ૧૫૪ ગાથાનો એક ગ્રંથ છે. તેની છેલ્લી ગાથા ( પૃ૦ ૯૦ માં ) આ પ્રમાણે છે—

सिरिकालयसूरीणं वंसुब्भवभावदेवसूरीहिं ।
संकलिया दिणचरिया एसा थोवमइजइजोग्गा ॥ १५४ ॥

આ ગાથાને આધારે આના કર્તા આ. શ્રી **ભાવદેવસૂરિ કાલકાચાર્ય**ના વંશમાં થયેલા છે, એ નિશ્ચિત છે. આ **ભાવદેવસૂરિ**એ શ્રી **પાર્શ્વનાથચરિત્રની** રચના વિક્રમ સંવત્ ૧૨૧૪ માં કરી છે. **બૃહટ્ટિપનિકા**માં પણ તેનો રચનાસમય વિક્રમ સંવત્ ૧૨૧૪ જણાવેલો છે. એટલે **યતિદિનચર્યા**ની રચના પણ તે આસપાસની ગણાય આના ઉપર મતિસાગરસૂરિએ ટીકા રચેલી છે. આગમોદ્ધારક પૂ. આ. શ્રી સાગરાનંદસૂરિજી મહારાજના હાથે સંપાદિત થયેલો સટીક **યતિદિનચર્યા** ગ્રંથ રતલામની શ્રી ઋષભદેવજી કેશરીમલજી પેઢી તરફથી વિ. સં. ૧૯૯૩ માં પ્રકાશિત થયેલો છે. **મતિસાગરસૂરિ** કયારે થયા તેની અમને કશી ખબર નથી, પરંતુ ૧૯ મી ગાથાની વ્યાખ્યામાં (પૃ૦ ૧૯ માં) आह च એમ કહીને सकृदेव भुज्यते यः स भोगो० ॥ આ યોગશાસ્રનો (૩/૫) શ્લોક તેમણે ઉધ્ધૃત કર્યો છે, એટલે હેમચંદ્રસૂરિજી મહારાજ પછી તે થયા છે એ ચોક્કસ છે. વળી ટીકાના પ્રારંભમાં નીચે પ્રમાણે બે શ્લોકો છે.

यत्राभूद् गणभृत् प्रभावनिधिभृत् केशी प्रदेशीळसत्सत्सम्यक्त्वगुणाप्तिपदकृत् स्वर्गर्द्धिसंयच्छकः ।
तस्यैतद् दिनकृत्यमेतदखिलं गच्छस्य चान्यस्य च व्याख्यां बोधिनिबन्धनं गणिवरस्याहं नये सूत्रतः ॥३॥

अथार्या—दिनचर्यां श्रुतधुर्यां कृतवान् श्री भावदेवसूरिवरः ।
सुकरां तनुते रम्यां मतिसागर एष तद्वर्तीं( तद्वृत्तिम् ? ) ॥ ४ ॥

આ શ્લોક ઉપરથી આ. શ્રી મતિસાગરસૂરિ કેશિગણધરની પરંપરામાં થયા હોય તેમ લાગે છે, એટલે તેઓ પોતાને પાર્શ્વનાથસંતાનીય કહેવરાવતા હશે તેમ લાગે છે. યતિદિનચર્યાની મતિસાગરસૂરિવિરચિત ટીકામાં (પૃ૦ ૧૯–૨૦ માં) આ જાતનો નીચે પ્રમાણેનો પાઠ છપાયેલો છે—

'अवगाहिमम्' अवगाहेन स्नेहबोलनेन निर्वृत्तमवगाहिमं पक्वान्नम्, पाक दिमः ( भावादिमः-सिद्धहेम० ६-४-२१ ) पक्वान्नमिति रूढम्, स्नेहपूर्णायां तापिकायामन्यस्नेहाक्षेपे यावच्चलाचलं खाद्यकादि त्रिः पच्यते तावद् विकृतिः, ततः परं पक्वान्नानि योगवाहिनां निर्विकृतिप्रत्याख्यानेऽपि कल्पन्ते, तानि तु निर्विकृति-प्रत्याख्यानेऽपि आगाढकारणे कल्पन्ते । अथ एकेनैव पूपकेनापि तापिका पूर्यते तदा द्वयमपि कल्पते इति वृद्धसमाचारी ।

અહીં યોગવાહિનાં પાઠ છપાયેલો છે. પરંતુ તેની પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓમાં જોવું જોઇએ. સંભવ છે કે પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓમાં अयोगवाहिनां પાઠ હોય અને પાછળથી વાંચનારાઓએ તેમાંથી अ કાઢી નાખીને યોગવાહિનાં પાઠ બનાવી દીધો હોય. રાધનપુરના ભંડારમાં અમે યોગશાસ્ત્રની ટીકાની હસ્તલિખિત પ્રતિ

જોઇ હતી. તેમાં અયોગવાહિનાં પાઠ સ્પષ્ટ હોવા છતાં પણ વર્તમાન પ્રણાલિકા પ્રમાણે યોગવાહિઓ 'ત્રણ ઘાણ પછીનું કલ્પ્ય છે' એમ સમજી છૂટથી વાપરે છે, તેથી કોઈક અર્વાચીન વાચકે અ ઉપર છેક લગાવીને (હડતાલ લગાવીને) યોગવાહિનાં પાઠ બનાવી દીધો છે આ અમે નજરે જોયુ છે. અમને તપાસ કરતાં વિક્રમ સંવત્ ૧૯૫૦ આસપાસ લખાયેલી યતિદિનચર્યાની ટીકાની બે હસ્તલિખિત પ્રતિઓ જ મળી છે, તેમાં તો યોગવાહિનાં પાઠ જ છે. પરંતુ યતિદિનચર્યાની ટીકાની પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓ મળે તો જ ટીકાકાર મતિસાગરસૂરિજીને કયો પાઠ ખરેખર ઇષ્ટ છે તેનો સંપૂર્ણ નિર્ણય કરી શકાય.

બીજી પણ એક શકયતા છે કે 'યોગવાહિઓને ત્રણ ઘાણ પછીનું નીવીમાં કલ્પ્ય છે' એ જાતની પરંપરા શરૂ થયા પછી જો મતિસાગરસૂરિજી થયા હોય તો યોગવાહિનાં પાઠ એ પોતે પણ લખે તે સમજી શકાય છે.

તેથી યતિદિનચર્યાની ટીકાના પાઠના જ આધારે, વર્તમાન પ્રણાલિકાને પ્રાચીન શાસ્ત્રસિદ્ધ પ્રમાણિત કહી શકાય નહિ, કારણ કે આપણા પાસે આવશ્યકચૂર્ણિથી માંડીને ધર્મસંગ્રહ સુધીના બધા જ ગ્રંથોમાં અયોગવાહિનાં પાઠ જ મળે છે.

કર્મગ્રંથ આદિ વિવિધ ગ્રંથોના રચયિતા પ્રસિદ્ધ આચાર્યશ્રી દેવેન્દ્રસૂરિએ વિરચિત પ્રત્યાખ્યાનભાષ્યમાં નિર્વિકૃતિક પદાર્થો વિષે વિસ્તારથી વિચારણા કરેલી છે. આ ભાષ્ય ઉપર વિક્રમની પંદરમી શતાબ્દીના પ્રસિદ્ધ આચાર્યશ્રી સોમસુંદરસૂરિએ અવચૂરિ રચેલી છે. અવચૂરિસહિત ત્રણ ભાષ્ય જૈન આત્માનંદ સભા–ભાવનગરથી

વિક્રમ સંવત્ ૧૯૬૯ માં પ્રકાશિત થયાં છે. તેમાં નીચે મુજબ અવચૂરિસહિત ભાષ્ય ગાથાઓ છે.

पक्वान्ननिर्विकृतिकान्याह——

पूरियतवपूया बीअपूअ तन्नेह तुरियघाणाई ।
गुलहाणी जललप्पसि ११ पंचमो पुत्तिकयपुओ ॥ ३५ ॥

प्रक्षिप्तघृतादिके तापके एकेनैव पूपकेन सकले पूरिते द्वितीयपूपकादिस्तत्र प्रक्षिप्तो निर्विकृतिकमेव १ । तथा त्रयाणां घाणानामुपरि अक्षिप्तापरघृतं तेनैव घृतेन पक्वं तच्च २ । तथा गुडधानिका ३ । तथा समुत्सारिते सुकुमारिकादौ पश्चादुद्धरितघृतादिखरण्टितायां तापिकाया जलेन मिद्धा लपनश्रीः, '[१]लहिंगटउ' इत्यर्थः ४ । स्नेहदिग्धतापिकायां परिपक्वः पोतकृतः पूपः पञ्चमं विकृतिगतम् ५ । अथ निर्विकृतिकान्याश्रित्य साम्प्रतिकगच्छसामाचारीगतः प्रसङ्गतो योगेषु कल्प्याकल्प्यविभागो लिख्यते—लहुचुई( लहुवई—पाठान्तरे )—पूपिका—पोतकृतपूपक—वेष्टिका—तद्दिनकृतकरम्भ—घोलादिफूलवघारित( तं—पाठान्तरे )—पूरणवगारिका पटीरडी तक्रादि च कस्मिन्नपि योगे न कल्पन्ते । लहिंगटउं—प्रलेप—ठुआरिआ—गुलवाणी—वगारक—वडी—घारडी—साज्यपक्वक्षारी—सेवई—वघारितचणकादीनि श्री उत्तराध्ययनयोगेषु श्री आचाराङ्गमध्यगतसप्तकाध्ययनेषु चमरोद्देशकानुज्ञां

१ અહીં વર્ણવેલા ઘણા ખાદ્ય પદાર્થોનાં નામો આજે પણ મારવાડમાં પ્રચલિત છે

यावत् श्री भगवतीयोगेऽपि न कल्पन्ते। एतैः स्पृष्टमन्यदपि चायुक्तपानके पुढोगरी–फूकरडउं ( फूरडउं–पाठान्तरे ) ऊकलघउं–वासीकरम्ब–तिलवट्टि–कुल्लरि–निर्विकृतिकमोदक–खण्डा–वरसोलां–वासीगुडपाक–काकरियां–अनुत्कालितेक्षुरस–दिनत्रयावधिप्रसूतगोदुग्धादिवलही अङ्गारादुत्तार्याज्यादिना मिश्रिता पाश्चात्यदिनपक्वा तिलवट्टिः गुडाद्यमिश्रिततद्दिनकृततिलपटल चेत्यादीनि श्री आवश्यक–दशवैकालिकोत्तराध्ययनादिसर्वयोगेषु प्रायः कल्पन्ते। इति प्रसङ्गागतमुक्तम्।......निर्विकृतिकप्रकारं सामान्यत आह—

दव्वहया विगई विगइगयं पुणो तेण तं हयं दव्वं।
उद्धरिए तत्तम्मि य उक्किट्ठदव्वं इमं चन्ने ॥ ३७ ॥

द्रव्यैः कलम–शालि–तण्डुलादिभिर्हता भिन्ना सती विकृतिः क्षीरादिका विकृतिगतमित्युच्यते, तेन पुनः कारणेन तण्डुलादिहतं तत् क्षीरादिकं द्रव्यमेव[1]। तथा पाकभाजनात् सुकुमारिकादावुद्धृते सति पश्चादुद्धरितं यत् घृतादि तस्मिन् चुल्लीत उत्तारिते शीते च जाते यदि कणिक्कादि प्रक्षिप्यते तदेव विकृतिगतमुत्कृष्टद्रव्यमिदं चाहुरन्ये। अत्र पाठान्तरम्–“ दव्वहया विगइगयं विगई पुण तीइ त हयं दव्वं। उद्ध० उक्कि०।” तत्रेयं

१ અમદાવાદમાં લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરમાં વિદ્યમાન એક પ્રાચીન પ્રતિમા (નં. ૯૦૯૫) ૧૧ મા પત્રમા द्रव्यमेव પછી ‘ न विकृतिगतम् ’ એમ ડાબી બાજુના હાંસિયામાં (Marjin મા) કોઈકે પાછળથી ઉમેર્યું છે.

व्याख्या–द्रव्यहता विकृतिर्विकृतिगतं स्यात्, क्षीरान्नवत् । विकृतिः पुनर्भवति तया विकृत्या तद् द्रव्यं हतं सत्, मोदकवत् । उद्धृते घाणत्रिकोपरि तस्मिन् तप्ते घृते यत् पच्यते तत् पूपादिकं विकृतिगतम् । अन्ये तु नामान्तरम् 'उत्कृष्टद्रव्यम्' इत्याहुः ॥ ३७ ॥

विगइगया १ संसट्ठा २ उत्तमदव्वा य ३ निव्वगइयंमि ।
कारणजायं मुत्तुं कप्पंति न भुत्तुं जं वुत्तं ॥ ३९ ॥

पूर्वोक्तानि विकृतिगतानि निर्विकृतिकानीत्यर्थः १, संसृष्टानि २, उत्तमद्रव्याणि च ३ निर्विकृतिप्रत्याख्याने कारणजातं विशेषवातादिपुष्टालम्बनं मुक्त्वा भोक्तुं न कल्पन्ते, यदुक्तं निशीथभाष्ये ॥ ३९ ॥ तद्गतामेव गाथामाह—

विगइं विगईभीओ विगइगयं जो उ भुंजए साहू ।
विगई विगइसहावा विगई विगइं बला नेइ ॥ ४० ॥ (पृ० ६४–६७)

અહીં આ. શ્રી દેવેન્દ્રસૂરિજી મહારાજે ત્રણ ઘાણ પછી તળેલાને **વિકૃતિગત** અથવા અન્યમતે ઉત્કૃષ્ટ દ્રવ્ય કહ્યું છે અને વિકૃતગત તથા ઉત્કૃષ્ટ દ્રવ્યને નિવીના પચ્ચક્ખાણમાં વિશેષ કારણ વિના લેવાનો નિષેધ કર્યો છે.

નવાંગીવૃત્તિકાર શ્રી અભયદેવસૂરિ મહારાજે વિક્રમ સંવત ૧૧૨૦ માં રચેલી સ્થાનાંગવૃત્તિમાં વિગઈઓનું સ્વરૂપ જણાવતી અનેક ગાથાઓ પંચવસ્તુક[1] ગ્રંથમાંથી ઉધ્ધુત કરેલી છે. ત્યાં ( પૃ. ૨૦૫ માં ) જણાવ્યું છે કે—

"आइल्ल तिन्नि चलचल ओगाहिमग च विगईओ।"

आदिमानि त्रीणि चलचलेत्येवं ( चलचलं ति–जेसलमेरस्थप्रतौ पाठान्तरम् ) पक्वानि विकृतिरित्यर्थः।
"सेसा न होंति विगई अजोगवाहीण ते उ कप्पंती। परिभुज्जंति न पायं जं निच्छयओ न नज्जंति॥
एगेण चेव तवओ पूरिज्जति पूयएण जो ताओ। बीओ वि पुण कप्पई निव्विगई लेवडो नवरं॥" इत्यादि

વિક્રમ સંવત ૧૧૮૨ મા યશોદેવસૂરિએ રચેલા [2]प्रत्याख्यानस्वरूप નામના ગ્રંથમાં (પૃ. ૧૬માં) પણ નીચે મુજબ બે ગાથાઓ છે—

तिण्हं घाणाण परओ एए विगई न हुंति जइ न खिवे।
अन्नं पि तत्थ नेहं तो ते कप्पंति जं भणियं॥ १७९॥

---

૧ પંચવસ્તુક ગાથા ૩૭૫, ૩૭૬, ૩૭૭

૨. આ ગ્રંથ શ્રી ઋષભદેવજી કેશરીમલજી સંસ્થા, રતલામ તરફથી વિક્રમ સંવત્ ૧૯૮૪ (ઈ. સ ૧૯૨૭)માં પ્રકાશિત થયો છે.

"सेसा[1] न हुंति विगई अजोगवाहीण ते उ कप्पंति ।
परिभुज्जंति न पायं जं निच्छयओ न नज्जंति ॥ १८० ॥"

આ જાતના બધા જ પ્રાચીન પાઠો જોઈને અમારા મનમાં પ્રશ્ન ઊઠયો કે વર્તમાનકાળમાં યોગવાહી સાધુ–સાધ્વીઓ તથા **નમસ્કાર મહામંત્ર** આદિ સૂત્રોના યોગવાહી ઉપધાન કરનારા શ્રાવક–શ્રાવિકાઓ ત્રણ ઘાણ પછી તળેલું પકવાન્ન નીવીમાં છૂટથી વાપરે છે તેમાં તથ્ય શું છે ?[2] કેટલાક આચાર્ય મહારાજ આદિ સાધુ મહાત્માઓ પાસે અમે આ વાત મૂકી. તો કેટલાક તો આ પાઠોને આધારે યોગમાં તથા ઉપધાનમાં ત્રણ ઘાણ પછીનું તળેલું કલ્પે નહિ આ વાતનો તરત સ્વીકાર કરે છે. જ્યારે કેટલાક આ વાતનો સ્વીકાર કરતાં તથા ચાલુ પ્રણાલિકાને ફેરવતાં અનેક કારણે સંકોચ અનુભવે છે.

અમારો તો પ્રયત્ન સાચા પાઠો રજુ કરવાનો છે. કેટલાંક વર્ષોથી પ્રચલિત થયેલી વર્તમાન પ્રણાલિકાને ફેરવવી કે કેમ તે તો ગીતાર્થોએ વિચારવાનું છે. શાસ્ત્રપાઠોને વારંવાર આગળ કરતા મહાનુભાવો આ વિષે પણ ગંભીર રીતે વિચાર કરે એટલી જ અમારી વિનંતિ છે.

---

૧. આ પંચવસ્તુકની ૩૭૬ મી ગાથા છે.

૨ ત્રણ ઘાણ પછી તળેલું પકવાન્ન નીવીમાં વાપરવાનું બંધ કરવાથી યોગ કે ઉપધાનમાં કોઈ મોટી અગવડ ઊભી થાય છે એવું કંઈ જ નથી. બીજી ઘણી વસ્તુઓ નીવીમા વાપરી શકાય છે. પાકશાસ્ત્રના જાણકારો બીજી અનેક રીતે પણ વસ્તુઓ બનાવી જાણે છે.

## વિવિધ ટિપ્પણો

આ સટીક યોગશાસ્ત્રમાં અનેક પ્રકારનાં ટિપ્પણો અમે આપેલાં છે.

૧. પાઠભેદાત્મક ટિપ્પણો, ૨. તુલનાત્મક ટિપ્પણો તથા ૩. વિવેચનાત્મક ટિપ્પણો. ત્રણેનું સ્વરૂપ આ પ્રમાણે છે—

(૧) યોગશાસ્ત્ર મૂળ તથા વૃત્તિમાં અમે જે પાઠ સ્વીકાર્યો છે તે ઉપરાંત પણ, હસ્તલિખિત પ્રતિઓમાં જે સાચા કે ખોટા પાઠભેદો મળે છે તથા મુ૦માં તે સ્થાને જે સાચા કે ખોટા પાઠભેદો છપાયેલા છે તે અમે આ ટિપ્પણોમાં દર્શાવ્યા છે. અમે સ્વીકારેલા પાઠોની શુદ્ધતા અથવા શ્રેષ્ઠતાના પ્રમાણ તરીકે બીજા ગ્રંથોના આધારો પણ ટિપ્પણોમાં અનેક સ્થળે અમે આપેલા છે. એટલે વાંચકોને અમારી ખાસ ભલામણ છે કે તે તે ટિપ્પણો વાંચે અને પાઠો ઉપર સ્વયં વિચાર કરે. તેથી તે તે પાઠોનો સાચો અર્થ સમજવામાં પણ ઘણી સરળતા થશે.

**પાઠભેદોનું નિર્માણ :**

પાઠભેદોનું નિર્માણ અનેક રીતે થતું હોય છે. કેટલીક વાર લહિયાઓના હાથે પાઠભેદો થાય છે,

કેટલીક વાર વિદ્વાન્ વાચકોના હાથે પણ પાઠભેદો થાય છે, તો કેટલીક વાર ગ્રંથકારોના હાથે પણ પાઠભેદો થાય છે. ગ્રંથકારે એક ગ્રંથ લખ્યો હોય, તેની નકલો (કોપીઓ) થઈને ભંડારોમાં પહોંચી પણ ગઈ હોય, તે પછી ગ્રંથકારને લાગે કે પાઠમાં સુધારો–વધારો કરવા જેવો છે, એટલે ગ્રંથકાર એકાદ ગ્રંથમાં સુધારા–વધારા કરે, તેના ઉપરથી જે બીજી નકલો થાય તેમાં જુદો જ પાઠ આવે. આ રીતે પણ ઘણી વાર પાઠભેદો થાય છે. આમાં ગ્રંથકારે પહેલાં કયો પાઠ લખ્યો હતો અને પછી સુધારીને કયો પાઠ લખ્યો છે તે નક્કી કરવાનું કામ ઘણું જ દુષ્કર હોય છે. ગ્રંથકારના હાથની સુધારેલી પ્રતિ મળે તો જ પાઠોની પૂર્વાપરતા સમજી શકાય.

અમારે હમણાં સટીક **દ્રવ્યાલંકાર**[1] ગ્રંથનું કામ ચાલે છે. મારા અનંત ઉપકારી પૂજ્યપાદ ગુરુદેવ (મુનિરાજશ્રી **ભુવનવિજયજી** મહારાજ) સાથે જ્યારે મારું પુનામાં ચોમાસું હતું ત્યારે આજથી લગભગ ૩૫ વર્ષ પૂર્વે (વિ. સં. ૨૦૦૨) આગમપ્રભાકર પૂજ્યપાદ મુનિરાજશ્રી **પુણ્યવિજયજી** મહારાજે આચાર્યશ્રી **મલ્લવાદિક્ષમાશ્રમણ**-પ્રણીત **દ્વાદશાર નયચક્ર**ના સંપાદનમાં કદાચ કંઈક ઉપયોગી થઈ શકે તે માટે આ ગ્રંથના ફોટા મોકલ્યા હતા. આ ગ્રંથના કર્તા કલિકાલસર્વજ્ઞ આચાર્યશ્રી **હેમચંદ્રસૂરિજી** મહારાજના પટ્ટશિષ્ય આ. શ્રી **રામચંદ્ર** તથા **ગુણચંદ્ર** છે. દ્રવ્યાલંકાર મૂળ સૂત્રરૂપે છે અને તેના ઉપર તેમણે જ વિસ્તારથી સ્વોપજ્ઞવૃત્તિ રચેલી છે. ષડ્દ્રવ્ય તથા

૧. આ ગ્રંથ **પાલિતાણા**ની **ભરત** પ્રિન્ટરીમાં છપાય છે અને અમદાવાદના લાલભાઈ દલપતભાઈ **ભારતીય**સંસ્કૃતિ વિદ્યામંદિરથી પ્રકાશિત થવાનો છે. લગભગ ૨૫૦ પાનાનો આ ગ્રંથ છે.

પાંચ અસ્તિકાય ઉપર દાર્શનિક દૃષ્ટિએ આ એક જ ગ્રંથ જૈનસાહિત્યના ઇતિહાસમાં લખાયો છે એમ ગ્રંથકારે[1] પોતે જ લખ્યું છે. આ. શ્રી **રામચંદ્ર** અતિપ્રખર વિદ્વાન્ અને ગ્રંથકાર હોવા ઉપરાંત મહાન્ નાટચકાર પણ હતા. તેમણે સ્વોપજ્ઞવૃત્તિ સહિત **નાટચદર્પણ** ગ્રંથ લખ્યો છે તેમ જ અનેક ધાર્મિક સંસ્કૃત નાટકો પણ તેમણે લખેલાં છે કે જે તે સમયે **પાટણ**માં જાહેર રીતે ધર્મસ્થાનોમાં ભજવવામાં આવતાં હતાં. **દ્રવ્યાલંકાર**ગ્રંથમાં એમની પ્રખર દાર્શનિકતા અને અજોડ વિદ્વત્તા પંક્તિએ પંક્તિએ જણાઈ આવે છે.

**દ્રવ્યાલંકાર** આખો યે દાર્શનિક ગ્રંથ છે. તેના ત્રણ પ્રકાશ છે. ૧ જીવપ્રકાશ, ૨ પુદ્ગલપ્રકાશ, ૩ અકંપપ્રકાશ. ૧ લા પ્રકાશમાં જીવના સ્વરૂપનું વર્ણન છે. બીજા પ્રકાશમાં પુદ્ગલના સ્વરૂપનું વર્ણન છે. ત્રીજા અકંપપ્રકાશમાં બાકીનાં ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોનું વર્ણન છે. આ ગ્રંથ તેમણે પહેલાં મૂળ સૂત્રરૂપે લખ્યો છે. તે પછી તેના ઉપર સ્વોપજ્ઞ ટીકા લખી છે.

---

૧. ગ્રંથકારે ટીકાના અંતમા જણાવ્યુ છે કે—

**पूर्वैर्यस्य समुद्धृतिर्न विहिता धीरैः कुतोऽप्याशयादावाभ्यां स समुद्धृतः श्रुतनिधेर्द्रव्योत्करो दुर्लभः ।**
**पनं यूयमनन्तकार्यनिपुणं गृह्णीत तत् कोविदाः स्वातन्त्र्यप्रसवां यदीच्छत चिरं सर्वार्थसिद्धिं हृदि ॥१॥**

**मध्यं बौद्धामृतजलनिधेर्गाढवान् भ्रान्तवांश्च न्यायाटव्यां वचनशठताप्रोच्छ्वसत्कण्टकाग्राम् ।**
**आम्नाती वा विषमविफलप्रक्रिये यो विशेषे शास्त्रारम्भे यदि परमसौ दक्षतां लक्षयेन्नौ ॥ २ ॥**

દ્રવ્યાલંકારની ત્રણ હસ્તલિખિત પ્રતિઓ મળે છે. એક વિક્રમ સંવત ૧૪૯૨માં કાગળ ઉપર લખાયેલી છે અને તે અમદાવાદની હાજાપટેલની પોળમાં આવેલા સંવેગીના ઉપાશ્રયના ભંડારમાં છે. આમાં માત્ર દ્રવ્યાલંકાર મૂળ જ છે, ટીકા નથી બીજી કાગળ ઉપર હસ્તલિખિત પ્રતિ રાજસ્થાનના બેડાના ભંડારમાં છે. આ પ્રતિમાં લેખન સંવત નથી, પણ પ્રતિ ઘણી અર્વાચીન લાગે છે. આમાં પણ માત્ર મૂળ જ છે, ટીકા નથી. ત્રીજી તાડપત્ર ઉપર લખાયેલી દ્રવ્યાલંકાર સ્વોપજ્ઞટીકાની પ્રતિ છે. આ પ્રતિ જેસલમેરના જિનભદ્રસૂરિ-સંસ્થાપિત ગ્રંથભંડારમાં[1] છે. જો કે આમાં માત્ર ટીકા જ છે, સ્વતંત્ર મૂળ નથી, છતાં ગ્રંથકારે આમાં અનેક અનેક ટિપ્પણો લખેલાં છે તેમાં તે તે સ્થળે મૂળને જણાવનારાં ટિપ્પણો પણ ઘણી જગ્યાએ છે. એટલે તેના આધારે દ્રવ્યાલંકાર મૂળનું આયોજન અનેક સ્થળે કરી શકાય તેવું છે.

આ પ્રતિની એક વિશેષતા એ છે કે દ્રવ્યાલંકાર ટીકાની આ એક જ પ્રતિ જગતમાં મળે છે. ઘણા દુઃખની વાત છે કે આમાં અતિમહત્ત્વનો પ્રથમ પ્રકાશ છે જ નહિ, માત્ર બીજો અને ત્રીજો પ્રકાશ જ મળે છે. બીજા પ્રકાશમાં ૧–૧૯૭ પત્ર છે. ત્રીજા પ્રકાશમાં ૧–૧૧૩ પત્ર છે. ટીકાનો બીજો અને ત્રીજો પ્રકાશ મળે છે

૧. New Catalogue of Sanskrit and Prakrit Manuscripts JESALMER COLLECTION (L.D. Series 36, L. D Institute of Indology, Ahmedabad 9, 1979) આ કેટલોગ પ્રમાણે આનો ક્રમાક ૩૬૬ છે.

એ પણ આપણું ઘણું ઘણું સદ્ભાગ્ય છે. બીજી મહત્ત્વની વિશેષતા એ છે કે વિક્રમ સંવત ૧૨૦૨ માં આ પ્રતિ લખાયેલી છે. આ. શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજનો સ્વર્ગવાસ વિક્રમ સંવત ૧૨૨૯ માં થયો છે. તે પછી થોડા સમયે મહારાજા કુમારપાળ સ્વર્ગવાસી થયા છે. તે પછી તરત આ. શ્રી રામચંદ્રસૂરિનો સ્વર્ગવાસ લગભગ વિ. સ. ૧૨૩૦ માં થયો છે. એટલે આ પ્રતિ આ. શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજ તથા ગ્રંથકાર આ. શ્રી રામચંદ્ર અને ગુણચંદ્રના સમયમાં જ લખાયેલી છે અને ગ્રંથકારે પોતે જ ઠામ-ઠામ સુધારેલી આ પ્રતિ છે.

બન્યું એમ કે મૂળ અને ટીકા લખ્યા પછી કાળાંતરે ગ્રંથકારને એમ લાગ્યું કે આ ટીકામાં અનેક સ્થળે સુધારવા જેવું છે, એટલે પહેલાં લખેલી ટીકામાં અનેક અનેક સ્થળે છેકાછેક કરીને તેમણે અનેક અનેક સુધારા-વધારા કર્યા છે. તે પછી સુધારેલી ટીકા સાથે સુસંગત કરવા માટે મૂળને પણ કેટલીક વાર સુધારવું પડ્યું છે. આ સુધારેલું મૂળ ટિપ્પણોમાં તે તે સ્થળે તેમણે જણાવેલું છે. પરંતુ તે પૂર્વે લખાયેલા દ્રવ્યાલંકાર મૂળ ઉપરથી જે બીજી નકલો થઈને ભંડારોમાં પહોંચી ગઈ હતી તેમાં તો જુનો જ દ્રવ્યાલંકારનો મૂળ પાઠ કાયમ રહી ગયો. સુધારેલો મૂળનો પાઠ તેમાં આવી શક્યો નહિ. અમને જે દ્રવ્યાલંકાર મૂળની બે પ્રતિઓ મળી છે તેમાં દ્રવ્યાલંકાર મૂળનો જુનો પાઠ સચવાયેલો છે.

ટીકામાં જે સુધારા-વધારા ગ્રંથકારે કર્યા છે તે કેટલીક વાર જુનો પાઠ ભૂંસીને કર્યા છે, તો કેટલીક વાર જુનો પાઠ એમ ને એમ કાયમ રહેવા દઈને તેની આગળ-પાછળ ( ) આવી નિશાની કરીને જુના પાઠો રદ

કરીને નવા પાઠો લખ્યા છે. આવા રદ કરેલા અનેક પાઠો આજે પણ સ્પષ્ટ વાંચી શકાય છે. આવા રદ કરેલા ટીકાપાઠો જે મૂળને અનુસરે છે તે મૂળ **અમદાવાદના સંવેગીના** ઉપાશ્રયમાંથી મળેલી તથા **રાજ-સ્થાનના બેડા** ગામમાંથી મળેલી દ્રવ્યાલંકાર મૂળની પ્રતિમાં પ્રાયઃ બરાબર મળે છે. ગ્રંથકારે પાછળથી સુધારેલું જે મૂળ છે તે તો માત્ર તેમનાં ટિપ્પણોમાં જ અત્યારે સચવાઈ રહેલું છે. એટલે દ્રવ્યાલંકારમાં પહેલાંનો પાઠ કયો અને પછીનો પાઠ કયો તે સ્પષ્ટ દેખાઈ આવે છે.

યોગશાસ્ત્રમાં પણ આવા બે જાતના પાઠોનો અમને અનુભવ થયો છે, પરંતુ એમાં પહેલાંનો પાઠ કયો અને ગ્રંથકારે પાછળથી સુધારેલો પાઠ કયો તે અમે નક્કી કરી શકચા નથી. સામાન્ય રીતે યોગશાસ્ત્રની બધી પ્રતિઓમાં લગભગ એક જ જાતનો પાઠ મળે છે. શ્લોકોમાં કોઈક કોઈક સ્થળે ન્યૂનાધિક શ્લોકો તથા જુદાં જુદાં ચરણો મળે છે. આ પાઠભેદો ગ્રંથકારે પોતે કરેલા છે.[1] તે ઉપરાંત **પાટણના** શ્રી હેમચંદ્રાચાર્યજ્ઞાનમંદિરમાં રહેલી શ્રીસંઘના ભંડારની તાડપત્ર ઉપર સં. ૧૨૯૨ માં લખેલી ( ડાભડો નં. ૩૭ પોથી નં. ૩૭ ) પ્રતિ ગયા વર્ષે જ હું લાવ્યો હતો. આ પ્રતિની અમે હે. (= હેમચંદ્રાચાર્ય-જ્ઞાનમંદિરની પ્રતિ ) સંજ્ઞા રાખી છે. તેમાં ચોથા પ્રકાશના સંપાદન—સંશોધન સમયે નજર નાખતાં હમણાં બે

૧ આનો નિર્દેશ પૃ૦ ૬૮ ટિ૦ ૪, પૃ૦ ૬૯ ટિ૦ ૧, પૃ૦ ૭૧ ટિ૦ ૧, પૃ૦ ૭૯ ટિ૦ ૧, પૃ૦ ૮૧ ટિ૦ ૧ વગેરે સ્થળે અમે ટિપ્પણોમા કર્યો છે

સ્થળે તદ્દન જુદા જુદા પાઠો જોવા મળ્યા છે.[૧] સંપૂર્ણ પ્રતિ હજુ અમે તપાસી નથી. સંભવ છે કે સંપૂર્ણ પ્રતિ જોતાં બીજા પણ ઘણા મહત્ત્વના પાઠભેદો મળી આવે. જે મહત્ત્વના બે પાઠભેદો અમને મળ્યા છે તે નીચે મુજબ છે. પૃ. ૭૨૬ થી અમે હે. નો ઉપયોગ અહીં શરૂ કર્યો છે. એટલે પૃ. ૭૨૬ થી હે.માં આવતા પાઠભેદો અમે નોંધ્યા તો છે, છતાં પણ બાકી રહી ગયેલા તથા પૃ. ૭૨૫ સુધી હે.માં આવતા મહત્ત્વના પાઠભેદોની નોંધ ત્રીજા વિભાગમાં સ્વતંત્ર રીતે કોઈ પરિશિષ્ટમાં આપવાની અમારી ભાવના છે.

યોગશાસ્રટીકામાં પૃ૦ ૮૭૮ પં. ૯ માં છપાયેલો પ્રચલિત પાઠ આ પ્રમાણે છે—

---

૧ આ ઉપરાંત, પૃ૦ ૭૦ મા ૨૭૪ મા શ્લોક પછી

**वरदामाधिपस्याथ स चक्रेऽष्टाह्निकोत्सवम् । लोके महत्त्वदानाय महन्त्यात्मीयमीश्वराः ॥**

આ પ્રમાણે એક શ્લોક હે. મા વધારે મળે છે. પૃ૦ ૭૦ માં ૨૭૫ મો શ્લોક જે છપાયેલો છે તે સ્થાને નીચે પ્રમાણે બે શ્લોક હે માં મળે છે

**अपरार्णवमासाद्य * प्रभासाधिपतिं प्रति । अष्टमं नृपतिश्चक्रे चक्राक्रान्तमहीतलः ॥**

**तत्रापि पूर्वविधिना * प्रभासाभिमुखं शरम् । जाज्वल्यमानं भरतस्तडिद्दण्डमिवाण्डवत् ॥**

આમાં : : આ ચિહ્ન વચ્ચે જે ભાગ છે તે હે. માં વધારે છે. આ વધારે બે શ્લોકો જેટલો પાઠ માત્ર હે. માં જ અમને મળ્યો છે.

औनोदर्यम् । तच्च चतुर्धा–अल्पाहारौनोदर्यम्, उपार्धौनोदर्यम्, अर्धौनोदर्यम्, प्रमाणप्राप्तात् किञ्चिदूनौनोदर्यं च । तत्राहारः पुंसो द्वात्रिंशत्कवलप्रमाणः …… ……प्रमाणप्राप्ताहारो द्वात्रिंशत् कवलाः, स चैकादिकवलैरूनश्चतुर्विंशतिकवलान् यावत् प्रमाणप्राप्तात् किञ्चिदूनौदर्यम् । चतुर्विधेऽप्यस्मिन्नेकैककवलहानेन बहूनि स्थानानि जायन्ते ।

આ સ્થળે હે. માં પાઠ નીચે પ્રમાણે છે—

औनोदर्यम् । तच्च पञ्चधा–अल्पाहारौनोदर्यम्, उपार्धौनोदर्यम्, अर्धौनोदर्यम्, प्रमाणप्राप्तौनोदर्यम्, किञ्चिदूनौनोदर्यं च । तत्राहारः. पुंसो द्वात्रिंशत्कवलप्रमाणः…….. प्रमाणप्राप्ताहारो द्वात्रिंशत् कवलाः, स च चतुर्विंशतिकवलैश्चतुर्भागोनत्वात् प्राप्त इव प्राप्तः, स चासावौनोदर्यं च प्राप्तौनोदर्यम् । किञ्चदूनौनोदर्यमेकत्रिंशत् कवलाः, यदागमः—

“अप्पाहार अवड्ढ(ड्ढा) दु[भा]ग पत्ता तहेव किंचूणा ।
अट्ठ दुवालस सोलस चउवीस तहिक्कतीसा य ॥” इति

पञ्चविधेऽप्यस्मिन्नेकैककवलहानेन बहूनि स्थानानि जायन्ते ।

દશવૈકાલિક સૂત્રની હારિભદ્રી વૃત્તિમાં ( પૃ૦ ૨૭ ) નીચે પ્રમાણે પાઠ મળે છે તેની સાથે સરખાવો—

ऊनोदरता अल्पाहारादिभेदतः पञ्चविधा भवति, उक्तं च—

अप्पाहार अवड्ढा दुभाग पत्ता तहेव किंचूणा ।
अट्ठ दुवालस सोलस चउवीस तहेक्कतीसा य ॥

अयमत्र भावार्थः—अल्पाहारोनोदरता नामैककवलादारभ्य यावदष्टौ कवला इति । अत्र चैककवलमाना जघन्या, अष्टकवलमाना पुनरुत्कृष्टा, शेषभेदा मध्यमा च । एवं नवभ्य आरभ्य यावद् द्वादश कवलास्तावदपार्धोनोदरता, जघन्यादिभेदा भावनीया इति । एवं त्रयोदशभ्य षोडश यावत् तावद् द्विभागोनोदरता, एवं सप्तदशभ्य आरभ्य यावच्चतुर्विंशतिस्तावत् प्राप्ता, एवं पञ्चविंशतेरारभ्य यावदेकत्रिंशत् तावत् किञ्चिदूनोदरता, जघन्यादिभेदाः सुधियाऽवसेयाः ।

તથા સ્થાનાંગ સૂત્રની ( ત્રિસ્થાનક અધ્યયન, ઉદ્દેશક ૩, સૂત્ર ૧૮૨, પૃ૦ ૧૪૯ માં ) આ૦ શ્રી અભયદેવસૂરિવિરચિતવૃત્તિમાં આ રીતે ઉલ્લેખ છે—

भक्तपानावमोदरता पुनरात्मीयाहारमानपरित्यागतो वेदितव्या ।... .. इयं च अष्ट १ द्वादश २ षोडश ३ चतुर्विंश ४ त्येकत्रिंशदन्तैः कवलैः ५ क्रमेण अल्पाहारादिसंज्ञिता पञ्चधा भवति, उक्तं च—

"अप्पाहार १ अवड्ढा २ दुभाग ३ पत्ता ४ तहेव किंचूणा ५ ।
अट्ठ १ दुवालस २ सोलस ३ चउवीस ४ तहेकतीसा य ५ ॥

યોગશાસ્ત્રટીકામાં પૃ૦ ૮૮૯ પં૦ ૩ માં પ્રચલિત પાઠ નીચે પ્રમાણે છે—

अथ व्युत्सर्गः । व्युत्सर्जनीयस्य परित्यागो व्युत्सर्गः । स द्विविधः—बाह्यः आभ्यन्तरश्च । तत्र बाह्यो द्वादशादिभेदस्योपधेरतिरिक्तस्य अनेषणीयस्य संसक्तस्य वाऽन्नपानादेर्वा त्यागः । आभ्यन्तरः कषायाणाम्, मृत्युकाले शरीरस्य च त्यागः । ननु व्युत्सर्ग......।

આ સ્થળે હે. માં પાઠ નીચે પ્રમાણે છે—

अथ व्युत्सर्गः[१] । व्युत्सर्जनीयानेषणीयादिषु त्यक्तेषु गमनागमन-सावद्यस्वप्नदर्शन-नौसन्तरणोच्चार-प्रश्रवणेषु च विशिष्टः प्रणिधानपूर्वकः कायवाङ्मनोव्यापारत्यागः । ननु व्युत्सर्ग......।

---

૧. આભ્યંતર તપના પ્રાયશ્ચિત્ત નામના ભેદમા પણ વ્યુત્સર્ગનો અધિકાર આવે છે ત્યા ( પૃ૦ ૮૮૨ પં૦ ૭ ) પણ આને જ મળતો લગભગ અક્ષરશઃ પાઠ છે તત્ત્વાર્થની સિદ્ધસેનગણિવિરચિત ટીકામાં પણ ( ૯।૨૨, પૃ ૨૫૨ ) આને મળતો પાઠ છે એટલે સંભવ છે કે હેમચંદ્રસૂરિજી મહારાજે પહેલા હે૦ પ્રતિમા મળે છે તેવી વ્યુત્સર્ગની આ જાતની વ્યાખ્યા અહીં લખી હોય અને પછી પુનરુક્તિદોષ આવવાથી વ્યુત્સર્ગની વ્યાખ્યા બદલી નાખી હોય કે જે બીજી બધી પ્રતિઓમાં મળે છે.

આવશ્યકનિર્યુક્તિમાં કાયોત્સર્ગ નામના પાંચમા અધ્યયનની નિર્યુક્તિમાં નીચે મુજબ ગાથા મળે છે તેની સાથે સરખાવો—

गमणागमणविहारे सुत्ते वा सुमिणदंसणे राओ ।
नावानइसंतारे इरियावहियापडिक्कमणं ॥ १५४७ ॥

ત્યાં જ ભાષ્યમાં નીચે પ્રમાણે ગાથા છે—

भत्ते पाणे सयणासणे य अरिहंतसमणसिज्जासु ।
उच्चारे पासवणे पणवीसं हुंति उस्सासा ॥ २३४ ॥

हे.માં મળતા આ બે મહત્ત્વના પાઠભેદો ગ્રંથકારના પોતાના જ હાથે થયેલા છે.

આ ઉપરાંત हे. માં બીજા પણ વિચારણીય પાઠો મળે છે. યોગશાસ્ત્રટીકામાં પૃ૦ ૭૮ માં ૩૭૦ મા શ્લોક પછી અને ૩૭૧ ના શ્લોક પહેલાં પાંચ વધારે શ્લોકો મુ૦ માં નીચે પ્રમાણે છપાયેલા છે—

कुर्वता स्वकुटुम्बस्य सारां च [1]ददृशे कृशाम् । सुन्दरीं चास्थिभूतां च चुकोप भरतेश्वरः ॥ ३७१ ॥
ऊचे प्राहरिकान् किं रे [2]मद्गेहे नास्ति भोजनम् । यदेवमीदृशी जाता अस्थिचर्ममयी कथम् ॥ ३७२ ॥

---

૧ ददृशे कृशी । सुंदरी सास्थभूतां च–આવો हे માં પાઠ વંચાય છે તેમાં પણ બે અક્ષરો અતિઝાંખા હોવાને લીધે ઘણી મહેનત કરવા છતાં પણ चास्थ કે सास्थ તે બરાબર નક્કી કરી શકાતું નથી. ॥ ૨ मद्गृहे–हे. ॥

स्वामिन् विजययात्राऽभूत् तत्र तावत्प्रभृत्यपि । [1]आचामाम्लान्यविश्रान्तमकार्षीत् सुन्दरी यतः ॥ ३७२ ॥
अत्रान्तरे च भगवान् विहृत्य वसुधातले । भगवान् समवासार्षीदष्टापदगिरौ ततः ॥ ३७४ ॥
श्रुत्वा च भरताधीशः स्वामिवन्दनहेतवे । [2]आगात् तद्देशनां श्रुत्वा व्रतं जग्राह सुन्दरी ॥ ३७५ ॥

વિક્રમ સંવત્ ૧૨૫૧ માં લખેલી શાં. પ્રતિ, વિ. સં. ૧૨૭૪ માં લખેલી સંપૂ. પ્રતિ, વિ. સં. ૧૨૯૪ માં લખેલી હે. પ્રતિ, વિ. સં. ૧૩૦૩ આસપાસ લખાયેલી ખં. પ્રતિ આ ચાર પ્રાચીન તાડપત્રીય પ્રતિઓ અમે જોઈ છે. તેમાં આ પાંચ શ્લોક એકે ય તાડપત્રીય પ્રતિમાં નથી. માત્ર હે. પ્રતિમાં પૃ ૨૬ B માં આ પાંચે ય શ્લોકો ઉપર-નીચે કોઈ કે પાછળથી ઝીણા અક્ષરોથી થોડા પાઠભેદથી = આવી નિશાની કરીને લખેલા છે.

પૃ૦ ૮૧ માં પણ ૩૯૩ મા શ્લોક પછી નવ વધારે શ્લોકો મુ૦ માં નીચે પ્રમાણે છપાયેલા છે—

तत् श्रुत्वा भरतस्तेषां राज्यानि जगृहे स्वयम् । लाभ त् [3]विवर्धितो लोभो राजधर्मो ह्यसौ सदा ॥
अथ विज्ञपयामास सेनानीर्भरतेश्वरम् । न चक्रं चक्रशालायां विशत्यद्यापि नः प्रभो ॥
[4]स्वामिन् दिग्विजये कश्चिदाज्ञाबाह्यो नृपः क्वचित् । विवर्तते डोल इव घरट्टे भ्रमति प्रभो ॥

---

१ आचांम्लान्य-हे. ॥ २ आगत्य देशनां-हे ॥ ३ विवर्धते-हे ॥ ४ स्वामिदिग्विजये-हे ॥

[1]आ ज्ञातं भरतोऽवादील्लोकोत्तरपराक्रमः । अस्मद्बन्धुर्महाबाहुरेको बाहुबलिर्बली ॥

एकतो गरुडश्चैकोऽन्यतोऽप्यहिकुलानि च । [2]मृगारिरेको यत् कुर्यान्मृगकुला .. .... ॥

एकतः [3]संहताः सर्वे देवदानवमानवाः । तथान्यतो बाहुबलिः प्रतिमल्लो न विद्यते ॥

एकतश्चक्रशालायां चक्रं न प्रविशत्यदः । नेच्छत्याज्ञामन्यतो(मितो) बाहुः संकटे [4]पतितोऽस्म्यहम् ॥

किंवा बाहुबलिः सोऽयमाज्ञां कस्यापि मन्यते । सहते नाम पर्याणं केसरी किं कदाचन ॥

एवं विमृशतस्तस्य [5]सेनानीर्जगदे ह्यदः । [6]स्वामिस्त्वद्ब(त्वद्ब)लस्याग्रे त्रैलोक्यं च तृणायते ॥

આ નવ શ્લોકો પણ અમારી જોયેલી એકે ય તાડપત્રીય પ્રતિમાં નથી. માત્ર હે. પ્રતિમાં આ નવ શ્લોકો

---

१ आः ज्ञातं-हे ॥ २ मृगारिरेको .....वा कुर्यान्मृगकुलानि......हे । અહીં હે. માં કેટલાક અક્ષરો છેકીને ભૂસી નાખવામા આવ્યા છે તથા અતિ ઝાખા થઇ ગયા છે તેથી ઘણી મહેનત કરવા છતાં સ્પષ્ટ વાંચી શકાતા નથી. मृगारिरेकतो यद् वा कुर्यान्मृगकुलानि न એવો પહેલાનો જુનો પાઠ કલ્પ્ય હોય એમ અક્ષરો ઉપરથી કલ્પના થાય છે. આ સ્થળે मु. મા ટિપ્પણમા 'मृगारिरेको यत् कुर्यात् कुर्यान्मृगकुलं न तत् ॥' इति संभवति એમ સંપાદકે જણાવ્યુ છે. ३ सोद्धताः -हे. ॥ ४ पतितोऽस्मि ह्री-हे. ॥ ५ सेनानी जगाद ह्यदः-हे. ॥ ६ स्वामिन् [भ]वद्बलस्याग्रे-हे. ॥

પૃ૦ ૨૭ A માં નીચે કોઈકે પાછળથી ઝીણા અક્ષરોથી થોડા પાઠભેદથી = [1]આવી નિશાની કરીને લખેલા છે.

એકંદર આ ચૌદ શ્લોકો હે. માં કોણે ક્યારે કોના આધારે લખ્યા છે કે ઉમેર્યા છે તે અમે કંઈ જ કહી શકતા નથી. પ્રથમ વિભાગની પ્રસ્તાવનામાં પૃ૦ ૨૦ ટિ૦ ૧ માં સ્વ૦ પં૦ લાલચંદભાઈ ભગવાનદાસ ગાંધીના જે શબ્દો ટાંકયા છે તે પ્રમાણે મુ૦ ના સંશોધન માટે ૨૭ પ્રતિઓ એકત્રિત કરવામાં આવી હતી. પરંતુ મુ૦ માં 'આ ચૌદ શ્લોકો કઇ પ્રતિમાં મળે છે અને કઈ પ્રતિમાં નથી મળતા' એ વિષે કશું ટીકા-ટિપ્પણ કરવામાં આવ્યુ નથી. આ ૨૭ પ્રતિઓ કાગળ ઉપર જ લખેલી તેમણે એકત્રિત કરી હશે. કારણ કે તે યુગમાં તાડપત્ર ઉપર લખેલી પ્રતિઓ તેમને મળે એ શકયતા નહોતી. એટલે કાગળ ઉપર લખેલી કઈ કઈ પ્રતિના આધારે મુ૦ માં આ ચૌદ શ્લોકો છાપવામાં આવેલા છે એ અંગે અમે કંઈ જ કહી શકતા નથી.

આ ચૌદ શ્લોકોની રચનામાં કંઈક શિથિલતા તથા અશુદ્ધિ પણ અમને લાગે છે. આ. શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે સ્થૂલ સ્વરૂપમાં પહેલાં આ શ્લોકો રચ્યા હોય અને પછી રદ કર્યા હોય અને તેથી જ અમે જોયેલી પ્રાચીન તાડપત્રીય પ્રતિઓમાં આ શ્લોકો ન આવ્યા હોય આ પણ એક સંભાવના છે.

---

૧ સામાન્ય રીતે હસ્તલિખિતમા ખૂટતો પાઠ ઉમેરવા માટે × આવી નિશાની કરાય છે. વિશેષ સ્પષ્ટીકરણ માટે જ = આવી નિશાની કરાય છે.

હે માં પૃ૦ ૨૮ B માં ઉપર-નીચેના ખાલી ભાગમાં તથા જમણી બાજુના હાંસિયામાં = આવી નિશાની કરીને નીચે જણાવેલા છ શ્લોકો ઝીણા અક્ષરોથી પાછળથી કોઈ કે લખેલા છે. આ શ્લોકો બીજી કોઈ તાડપત્રીય પ્રતિમાં નથી, તેમજ મુ માં પણ છપાયેલા નથી. આ શ્લોકોમાં કેટલાક અક્ષરો અતિ ઝાંખા પડી ગયા છે, તેથી બરાબર વંચાતા નથી. કોઈક અક્ષર વંચાય છે તો તેનો અર્થ બંધ બેસતો નથી–સમજાતો નથી. આવા અક્ષરોના સ્થાને અહીં નીચે અમે ટિપ્પણી કરેલી છે આ શ્લોકો નીચે મુજબ છે–

પૃ૦ ૮૫ માં ૪૩૫ મા શ્લોક પછી હે. માં નીચેનો શ્લોક ઉમેરેલો લાગે છે.

वाहू राहू रिरूणां कुलश(शि)शिरकरग्रासलालस्यवासो
दीर्घीकृत्यैप दध्रे त्रिभुवनभवनोत्तम्भनस्तम्भशोभः ।

वंफो( को ? )ऽन्योऽपि त्रिलोकोदरविवरचरः खेचरो भूचरो वा
देवो वा दानवो वा निनमयिषुभुजो योऽस्ति सोऽस्त्वग्रवर्ती ॥

પૃ૦ ૮૫ માં પૃ૦ ૪૩૭ મા શ્લોક પછી નીચેના ચાર શ્લોક ઉમેરેલા લાગે છે.

ही ही यायावरं जन्म यशोऽस्य मम चायशः । इमे तु स्थास्नुनी नूनं कल्पकोटिशतान्यपि ॥

सोऽहं सैव तनुस्तदेव च वयः तद् वैभवं तद् वलं
सैवेयं भुजमण्डली सपटिमा तद् धैर्यमौर्यं च तत् ।

[1]हा हा क्व क्व सविक्रमा सुरजय[2]श्रीवंदेतादोच्छण ( वैन्दिता दोःश्रमात् ? ? )
[3]क्वायंन्यनुप (चानुज ?)तोऽधुना परिभवः धिग् धिग् विधेर्विकृतम् ॥

अत्रान्तरे तक्षशिलाधिराजे सुश्लिष्टवर्णा गुणगुम्फभाजः ।
माला करेभ्यः स्तुतयो मुखेभ्यः समं निपेतुत्रि(स्त्रि)दिवाश्रयाणाम् ॥

इह विश्वेऽपि यस्याज्ञा विस्फुर(ट)न्ती न वीक्ष्यते ।
स विश्वं क्शमानेतुं मा(ना)रभेतातिसाहसम् ॥

चक्रे विधौ परकृतोवलता(?)नितान्तकर्षत्परःशतमहीपतिगर्भपातः ।
येनेह चण्डविधिदण्डहतः स एष [4]एरण्डतांडित ह हा मम वाहुदण्डः ॥

---

૧ हा हा क्व क्व આને મળતા કોઈક ચાર અક્ષરો અહીં વંચાય છે. ૨ श्री वंदेतादोच्छण આવા કોઈક અક્ષરો અહીં વંચાય છે ૩ क्वायंन्यनुवतोऽधुना આને મળતા પાચ અક્ષરો અહીં વંચાય છે. ૪ અહીં એક અક્ષરના સ્થાને પ્રતિમા કાણુ પડી જવાને લીધે परं तां એટલુ જ વંચાય છે.

પૃ૦ ૮૫ માં ૪૪૧ મા શ્લોક પછી નીચેનો શ્લોક ઉમેરેલો લાગે છે.

शिरःसरोजेनैतस्य पूजिते समराजिरे ।
जितोऽसौ विजितश्चाहमिति वार्ता विरंस्यते ॥

પૃ૦ ૮૫ માં करेऽस्य तत् ॥ ४४२ ॥ આના ઉપર सभ्या = धिग् धिग् भरतविलसितम् આ રીતે ટિપ્પણી છે.

हे માં પૃ૦ ૨૮ B માં જે શ્લોકો ઉપર–નીચે લખેલા છે તે બધા જુદા જુદા છંદમાં છે. અનુષ્ટુપમાં એકધારૂં લખાણ ચાલ્યું આવે છે. તેમાં જુદા જુદા છંદો આવે તે બરાબર લાગતું નથી. એટલે આ છ શ્લોકો ટિપ્પણી રૂપે છે કે મૂળમાં ખૂટતો પાઠ ઉમેરવા માટે આ છ શ્લોકો લખેલા છે આ વાત વિચારણા માગે છે. ઉપર જણાવેલા બધા થઈ વીસ શ્લોકો માટે પત્રની અંદર તથા બહાર = આવી નિશાની કરેલી છે. સામાન્ય રીતે ખૂટતો પાઠ ઉમેરવા માટે હસ્તલિખિતોમાં × આવી નિશાની પત્રની અંદર તથા બહાર કરવામાં આવે છે આ પણ હકીકત ધ્યાનમાં લેવા જેવી છે.

(૨) આ૦ શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે પ્રાચીન ગ્રંથોમાંથી દોહન કરીને યોગશાસ્ત્રની રચના કરી છે. આ વાત તેમણે જ સ્પષ્ટ રીતે ગ્રંથના પ્રારંભમાં

श्रुताम्भोधेरधिगम्य सम्प्रदायाच्च सद्गुरोः । स्वसंवेदनतश्चापि योगशास्त्रं विरच्यते ॥४॥

આ શબ્દોથી જણાવી છે. તેથી પ્રાચીન ગ્રંથોનું આમાં ઠામ ઠામ પ્રતિબિંબ જોવા મળે તે સ્વાભાવિક જ છે. ત્રીજા અને ચોથા પ્રકાશની વૃત્તિમાં આવશ્યકનિર્યુક્તિ, **આવશ્યકચૂર્ણિ**, આ૦ શ્રી હરિભદ્રસૂરિવિરચિત લલિતવિસ્તરા, પંચાશક, પંચવસ્તુક, ધર્મબિન્દુ, **આવશ્યક** હારિભદ્રીવૃત્તિ, આ૦ શ્રી મુનિચંદ્રસૂરિવિરચિત ધર્મબિંદુટીકા, આ. શ્રી અભયદેવસૂરિવિરચિત પંચાશકવૃત્તિ, પંચવસ્તુકટીકા, આ૦ શ્રી સિદ્ધસેન-ગણિ( ગંધહસ્તિ )વિરચિતતત્ત્વાર્થટીકા, તથા **શ્રાવકપ્રજ્ઞપ્તિપ્રકરણટીકા**, નવપદપ્રકરણ[1] આદિ અનેક ગ્રંથોની છાયા જોવામાં આવે છે. કેટલીક વાર થોડા જ ફેરફાર સાથે ઘણા ઘણા મળતા પાઠો પણ જોવામાં આવે છે. તેથી તે તે ગ્રંથો સાથે ક્યાં ક્યાં તુલના કરવા જેવું છે તે અમે ટિપ્પણોમાં અનેક સ્થળે જણાવ્યું છે. **યોગશાસ્ત્રવૃત્તિની** છાયા **પ્રવચનસારોદ્ધારવૃત્તિ** તથા ધર્મસંગ્રહની વૃત્તિમાં પણ અનેક સ્થળે પડેલી છે. તે સ્થળોનો પણ ટિપ્પણોમાં અમે અનેક સ્થાને નિર્દેશ કર્યો છે. **યોગશાસ્ત્રવૃત્તિમાં** આવતા કેટલાયે શ્લોકો તેમણે પોતે જ રચેલા ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતમાં જોવામાં આવે છે. તેનો પણ ઉલ્લેખ અમે ટિપ્પણોમાં કર્યો છે.

---

૧ પૃ ૪૩૪મા **एवं पौराणिका जगुः** એવા ઉલ્લેખપૂર્વક (૯થી ૧૨સુધીના) ચાર શ્લોકો યોગશાસ્ત્રટીકામાં છે આ શ્લોકો કોઈક પુરાણમા હોવા જોઈએ, પણ કયા પુરાણમા આ શ્લોકો છે તેની અમને ખબર નથી પણ વિક્રમ સંવત્ ૧૧૬૫ મા યશોદેવ ઉપાધ્યાયવિરચિત નવપદપ્રકરણબૃહદ્વૃત્તિમા ( પૃ ૧૯૬ ) અક્ષરશ. આ શ્લોકો જોવા મળે છે.

આ તુલનાત્મક ટિપ્પણોએ અમને પાઠશુદ્ધિ કરવામાં અને પાઠો નક્કી કરવામાં ઘણી ઘણી સહાય કરી છે. આ રીતે તુલનાત્મક અધ્યયનદ્વારા એકસાથે અનેક ગ્રંથોનું અધ્યયન થાય છે, તેમજ તે તે વિષય અત્યંત સુગમ અને વિશદ થાય છે. તેથી તુલનાત્મક ટિપ્પણો ખાસ ધ્યાનપૂર્વક વાંચવાની અમે **વાચકોને** વિનંતિ કરીએ છીએ.

સંપૂર્ણ **યોગશાસ્ત્રની** દિગંબરાચાર્ય **શુભચંદ્ર**વિરચિત **જ્ઞાનાર્ણવ** સાથે તુલના કરવાનું કાર્ય હજુ બાકી જ છે. આ તુલના સ્વતંત્ર પરિશિષ્ટરૂપે યોગશાસ્ત્રના ત્રીજા ભાગમાં આપવાની અમારી ભાવના છે.

(૩) ભગવાન **મહાવીર** પરમાત્માને સંગમદેવે જે અનેક ઉપસર્ગો કરેલા છે તેમાં છેવટે અનુકૂળ ઉપસર્ગોમાં દેવાંગનાઓના ઉપસર્ગોની વાત (પૃ. ૨૭–૩૦ માં) આવે છે. તેમાં કરણ, અભિનય, હાવ–ભાવ વગેરે અનેક પ્રકારે ઉપસર્ગો દેવાંગનાઓએ કરેલા છે. એમાં નાટ્યશાસ્ત્રને લગતા અનેક પારિભાષિક શબ્દોનો ઉપયોગ આ૦ શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે કર્યો છે. તેનું સ્પષ્ટીકરણ કરવા માટે **ભરતમુનિએ** રચેલા **નાટ્યશાસ્ત્રમાંથી** અનેક પાઠો અમે ટિપ્પણોમાં આપ્યા છે

પૃ. ૮૧૯ માં લેશ્યાનું વર્ણન આવે છે. આ લેશ્યા વિષે અનેક પ્રકારના જુદા જુદા ઉલ્લેખો અને મતભેદો શ્વેતાંબર–દિગંબર ગ્રંથોમાં મળે છે. આ અંગે મહત્ત્વના અનેક પ્રકારના પ્રાચીન ઉલ્લેખો બને તેટલા શોધી કાઢીને અમે એક જ સ્થળે અહીં લગભગ સાત પાનાં જેટલા ટિપ્પણમાં (પૃ. ૮૧૯–૮૨૬) આપ્યા છે,

જેથી લેશ્યાનું સ્વરૂપ પૂર્વાચાર્યોએ જે જુદી જુદી રીતે વર્ણવ્યું છે અને એક–બીજાનું ખંડન કર્યું છે તેનું એક-સાથે અધ્યયન કરવાની તક મળે અને લેશ્યા વિષે કોઈને સ્વતંત્ર નિબંધ લખવો હોય તો પણ કામ લાગે.

પૃ. ૯૩૬–૯૩૮ માં લોકાંતિક દેવો અંગે જે પાઠ આવે છે તેમાં લોકાંતિક દેવોનો જ્યાં ઉલ્લેખ છે ત્યાં આઠ લોકાંતિકોનાં જ નામ અમારા પાસેની બધી હસ્તલિખિત પ્રાચીન તાડપત્રની [1]પ્રતિઓમાં મળે છે. જો કે ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિતના બીજા પર્વમાં ત્રીજા સર્ગમાં ૭૬૩ મા શ્લોકમાં આ જ ગ્રંથકારે નવ નામોનો ઉલ્લેખ કરેલો છે. છતાં આઠ નામોના ઉલ્લેખવાળી પાઠપરંપરા પણ **આચારાંગ સૂત્ર** વગેરેમાં મળે છે. આ અંગે **તત્ત્વાર્થ**-ટીકાકાર **ગંધહસ્તી સિદ્ધસેનગણીએ** ઉહાપોહ પણ કર્યો છે. આને લગતા જુદા જુદા પાઠો અમે (પૃ. ૯૩૬–૯૩૮) ટિપ્પણીમાં આપ્યા છે.

પૃ. ૯૫૬–૯૬૨માં ધ્યાનમાં ઉપયોગી અનેક આસનોનું વર્ણન આવે છે. આ પ્રસંગમાં મહર્ષિ **પતંજલિએ** રચેલા **યોગસૂત્ર** ઉપર મહર્ષિ **વ્યાસે** રચેલા **ભાષ્ય** ઉપર પંડિત વાચસ્પતિ મિશ્રે રચેલી **તત્ત્વવૈશારદી** ટીકાનો લગભગ અક્ષરશઃ આધાર લઈને ઘણાં આસનોનું વર્ણન **હેમચંદ્રસૂરિજી** મહારાજે કર્યું છે. આ સ્થળે લગભગ ચાર પાનાં જેટલા ટિપ્પણમાં જૈન–અજૈન ગ્રંથોના પાઠો આપીને આસનોના સ્વરૂપનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.

---

૧. જો કે મુ મા (પૃ ૩૩૧) આ સ્થળે **सारस्वतादित्यवह्नयरुणगर्दनोयतुषिताव्याबाधमरुतारिष्टाख्याः** પાઠ છે, પરંતુ અમે જોયેલી યોગશાસ્ત્રટીકાની બધી હસ્તલિખિત પ્રતિઓમાં **सारस्वतादित्यवह्नयरुणगर्दतोयतुषिताव्याबाधरिष्टाख्याः** પાઠ જ છે.

ગ્રંથમાં કેટલેય સ્થળે પ્રાકૃત ગ્રંથોમાંથી પાઠો ઉદ્ધૃત કરીને આપેલા છે, આવા ઉદ્ધૃત કરેલા પ્રાકૃત પાઠોની સંસ્કૃતમાં છાયા કરીને પણ ટિપ્પણોમાં પ્રાયઃ આપેલી છે જેથી પ્રાકૃત નહીં જાણનાર અભ્યાસીઓને પણ તે તે પાઠો સમજવામાં સરળતા રહે.

ગ્રંથમાં સંશોધન કરતાં જ્યાં કોઈક સ્થળે પાઠ સુધારવા જેવો છે એવું અમને લાગ્યું છે ત્યાં અમારી કલ્પનાનો સુધારેલો પાઠ (     ) આવા ગોળ કોષ્ઠકમાં મૂકેલો છે, જ્યાં કોઈક પાઠ ઉમેરવા જેવો છે એવું અમને લાગ્યું છે ત્યાં તે ઉમેરવા જેવો પાઠ [     ] આવા ચોરસ કોષ્ઠકમાં મૂકેલો છે. ગ્રંથમાં आह च, यदाह વગેરે ઉલ્લેખોપૂર્વક બીજા ગ્રંથોમાંથી અનેક સ્થળે પાઠો ઉદ્ધૃત કરેલા છે. આવા ઉદ્ધૃત કરેલા પાઠોનાં મૂળસ્થાનો શોધી કાઢવા અમારાથી શક્ય પ્રયત્ન અમે કર્યો છે.[1] અને તે મૂળસ્થાનોનો નિર્દેશ [     ] આવા ચોરસ કોષ્ઠકમાં અમે કર્યો છે. જ્યાં મૂળસ્થાનો અમને જડ્યાં નથી ત્યાં ઉદ્ધૃત પાઠો પછી [     ] આવાં ખાલી ચોરસ કોષ્ઠકો મૂક્યાં છે પ્રથમ વિભાગ તથા દ્વિતીય વિભાગમાં આવતા સાક્ષિપાઠોનાં જે મૂળ સ્થાનો

૧. જ્યા અમને મૂળસ્થાનો નથી જડ્યા ત્યાં અમે બીજાને પણ પૂછ્યુ છે. જેમકે પૃ. ૫૮૬–૫૮૭ માં ઉદ્ધૃત કરેલાં ત્રણ પદ્યો **धन्या केयं स्थिता ते** .. ॥ **पतत् किं शिरसि**... .. ॥ **उत्तिष्ठन्त्या रतान्ते** ...... ॥ અંગેની માહિતી મારા ન્યાયશાસ્ત્રના અધ્યાપક મહામહોપાધ્યાય પંડિતજી શ્રી દુર્ગાનાથજી ઝા (અમદાવાદ) પાસેથી મેળવીને મેં ટિપ્પણમાં આપી છે આ માટે પંડિતજીને અનેકશઃ ધન્યવાદ છે.

અમને ગ્રંથ છપાઈ ગયા પછી મળ્યાં છે[1] તે અમે શુદ્ધિપત્રકમાં જણાવ્યાં છે.

પૃ૦ ૧૮૧ પં. ૩ તથા પૃ૦ ૬૧૪ પં. ૯માં જે સાક્ષિપાઠો છે તે અનુક્રમે **પ્રમાણસમુચ્ચય** તથા **પ્રમાણવિનિશ્ચય** આ બે ગ્રંથોમાંથી ઉદ્ધૃત કરેલા છે. આ **પ્રમાણસમુચ્ચય** સ્વોપજ્ઞ**વૃત્તિ** સહિત બૌદ્ધન્યાયના પિતા ( Father of the Buddhist Logic ) તરીકે ગણાતા બૌદ્ધાચાર્ય **દિગ્નાગે** રચેલો છે. **પ્રમાણ-વિનિશ્ચય** મહાતાર્કિક બૌદ્ધાચાર્ય **ધર્મકીર્તિએ** રચેલો છે. આ બંને ગ્રંથો અત્યારે સંસ્કૃત ભાષામાં મળતા

૧ પૃ૦ ૧૬૯ પં૦ ૧ **जस्सी ऽसमायारो** નુ મૂળસ્થાન **સ્થાનાંગસૂત્રનું** નવસ્થાનક છે. પૃ૦ ૪૪૫ પં૦ ૮ **आमासु अ पक्कासु अ**.... ॥ પૃ૦ ૪૫૪ પં૦ ૯ **मालिंति महियल**....॥ પૃ૦ ૪૫૬ પં૦ ૯-૧૦ **मेहं पिपीलियाओ**......॥ **वालो सरस्स भंगं**.....॥ પૃ૦ ૪૫૭ પં૦ ૩ **जीवाण कुंथुमाईण**... ..॥ પૃ૦ ૪૭૧ પં૦ ૧ **जं इंदिय-सयणाई**......॥ આ ગાથાઓનુ મૂળસ્થાન આ શ્રી હરિભદ્રસૂરિવિરચિત **સંબોધપ્રકરણ** છે પૃ૦ ૪૪૮ પં૦ ૧૧ **क्षुद्रो जन्तुरनस्थि**...॥ આનુ મૂળસ્થાન **પાણિનીય** વ્યાકરણ ( ૨ ૪-૮ ઉપર જયાદિત્યે રચેલી કાશિકા વૃત્તિ છે. પૃ૦ ૬૨૨ પં૦ ૭ **रायगिह मगह**... ..॥ વગેરે ૭ ગાથાઓનુ મૂળસ્થાન **પ્રજ્ઞાપનાસૂત્રનુ** પ્રથમ પદ છે. આ તથા બીજા અનેક અવતરણોના મૂળસ્થાનો અમને ગ્રંથ છપાઈ ગયા પછી મળ્યા છે કે જે અમે શુદ્ધિપત્રકમાં જણાવ્યા છે.

પૃ૦ ૪૬૯ પં ૧ **अमणुण्णाणं**.....॥ પૃ૦ ૪૭૦ પં૦ ૧ **सत्त**......॥ વગેરે ૨ ગાથાઓ ધ્યાનશતકની જેમ **સંબોધ-પ્રકરણ**મા પણ મળે છે. કારણ કે લગભગ સપૂર્ણ ધ્યાનશતક ગ્રંથ આ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે **સંબોધપ્રકરણ**માં લગભગ અક્ષરશ. લઈ લીધો છે.

જ નથી. પરંતુ તેનાં છસો–સાતસો વર્ષો પૂર્વે **ભોટ** [1]ભાષામાં જે ભાષાંતરો થયેલાં છે તે ભાષાંતરોમાં જોઇને તેનાં મૂળસ્થાનો અમે અહીં જણાવેલાં છે.

પૃ૦ ૫૮૬ પં. ૯માં જે પન્મથ......શ્લોક ઉદ્ધૃત કરેલો છે તે ભારતીય અનેક અનેક કથાઓના આધાર–આકરરૂપ ગણાતા **ગુણાઢ્ય** કવિએ પૈશાચી ભાષામાં રચેલા **બૃહત્કથા** ગ્રંથના મંગલાચરણનો શ્લોક છે. આ વાત **ભોજે** રચેલા **સરસ્વતીકંઠાભરણની** પ્રાચીન વ્યાખ્યામાં **આજડે** જણાવી છે. **આજડે** વ્યાખ્યામાં શ્રી **પાર્શ્વનાથ** ભગવાનનો ઉલ્લેખ કરેલો છે. તથા બીજા પણ એમાં અનેક ઉલ્લેખો અમે જાતે જોયા છે કે જેના આધારે **આજડ** કોઈ જૈન વિદ્વાન્ છે અને તે હેમચંદ્રસૂરિજી મહારાજ પછી થયો છે, એમ અમને જરૂર લાગે છે. આ **આજડે** રચેલી **સરસ્વતીકંઠાભરણની** વ્યાખ્યાની તાડપત્રીય પ્રાચીન પ્રતિ **પાટણના સંઘવી** પાડાના ભંડારમાં છે. તેનો ક્રમાંક ૧૦૨/૧ છે. અત્યારે આ ભંડાર **પાટણના** શ્રી **હેમચંદ્રાચાર્ય જૈનજ્ઞાન-મંદિરમાં** છે. આ તાડપત્રીય પ્રતિમાં ( પૃ૦ ૫૧ A ) पनमथ पनयेत्यादि । बृहत्कथायामादिनमस्कारोऽयम् । अत्र पैशाची भाषा આવો ઉલ્લેખ છે.

---

૧ **ટિબેટની** ભાષાને **ભોટ** ભાષા કહેવામા આવે છે. આ ભોટ ભાષાંતરોની Choni editionની માઇક્રોફિલ્મ The Library of Congress, Washington, U S A. અમેરિકાથી આ. શ્રી **મલ્લવાદિક્ષમાશ્રમણવિરચિત દ્વાદશાર નયચક્રના** શુદ્ધીકરણ માટે અમે મેળવી હતી તેના ઉપરથી સ્વ આગમપ્રભાકર પૂ મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજે કરાવી આપેલા ફોટાઓનો આમાં ઉપયોગ કર્યો છે. તે પછી The Tibetan Tripitaka Research Institute, Tokyo જાપાનથી પણ આ ટિબેટન ગ્રંથોના Peking editionના ફોટાઓ પ્રકાશિત થયા છે તેનો પણ ઉપયોગ આમાં કર્યો છે.

યોગશાસ્ત્રટીકામાં પૃ૦ ૬૭૦–૬૭૯ માં વંદનકવિધિ સંબંધી ૩૦ ગાથાઓ ઉદ્ધૃત કરેલી છે. 'શ્રી ઋષભદેવજી કેશરીમલજી જૈનશ્વેતાંબર પેઢી, રતલામ' તરફથી વિક્રમ સંવત્ ૧૯૮૫ માં सिरिपयरणसंदोह નામનો ૪૪ પાનાંનો એક ગ્રંથ પ્રકાશિત થયેલો છે. તેમાં પ્રાચીન ભિન્ન ભિન્ન ગ્રંથકારોએ રચેલાં નાનાં–મોટાં ૨૮ પ્રકરણોનો સંગ્રહ છપાયેલો છે. તેમાં પૃ૦ ૧૯–૨૧ માં ૩૩ ગાથાનું वृहद् वन्दनकभाष्य છપાયેલું છે. તેના અંતમાં ❊ इति वृहद् वन्दनकभाष्यं समाप्तं, श्रीमदभयदेवसूरिपादैः कृतम् ❊ એવો ઉલ્લેખ છે. આ અભયદેવસૂરિવિરચિત वृहद् वन्दनकभाष्य માંથી ૧, ૨, તથા ૩૩ મી ગાથા સિવાય બાકીની તમામ ૩૦ ગાથાઓ યોગશાસ્ત્રટીકામાં ઉદ્ધૃત કરેલી છે.

તે જ પ્રમાણે યોગશાસ્ત્રટીકામાં પૃ૦ ૯૩૫ માં નંદીશ્વરદ્વીપનું વર્ણન કરતી ૨૪ ગાથાઓ ઉદ્ધૃત કરેલી છે. ઉપર જણાવેલા सिरिपयरणसंदोह માં જ પૃ૦ ૧૨–૧૩ માં नदीश्वरस्तव નામનું ૨૫ ગાથાઓનું એક પ્રકરણ છપાયેલું છે. તેના અંતમાં ❊ इति श्री नन्दीश्वरस्तवः ❊ એમ લખેલું છે. કર્તાનો કોઈ નામોલ્લેખ જોવામાં આવતો નથી. આ નંદીશ્વરસ્તવમાં પહેલી ગાથા આ પ્રમાણે છે—

वंदिय नंदियलोयं जिणविसरं विमलकेवललोयं । नंदीसरचेइयसंथवेण थोसामि तं चेव ॥१॥

આ પ્રથમ ગાથા પછીની બધી જ ૨૪ ગાથાઓ યોગશાસ્ત્રટીકામાં ઉદ્ધૃત કરેલી છે.

આ બંને પ્રકરણોમાં કવચિત્ પાઠભેદ તથા અશુદ્ધ પાઠો છે. જ્યારે આ બંને પ્રકરણોનું હસ્તલિખિત આદર્શોને આધારે પુનર્મુદ્રણ કરવામાં આવે ત્યારે સાચો અર્થ સમજવા માટે તથા પાઠશુદ્ધિ માટે યોગશાસ્ત્ર-ટીકામાં ઉદ્ધૃત કરેલી ગાથાઓ અત્યંત ઉપયોગી થાય તેમ છે.

## પ્રસ્તાવના

યોગશાસ્ત્રના સંશોધનને લગતી વિવિધ વાતોના જિજ્ઞાસુઓનો મોટો વર્ગ ગુજરાતી ભાષામાં લખેલા લખાણને સહેલાઈથી વાંચવા ટેવાયેલો છે. સંસ્કૃતમાં લખેલી પ્રસ્તાવનાઓને ઘણા વાંચતા પણ નથી, અને કેટલાક શ્રાવકો આદિ વાંચી શકતા પણ નથી. એટલે સંશોધકોને અને અભ્યાસીઓને અમારે જે ખાસ કહેવાનું છે તે તેમના કાન સુધી ભાગ્યે જ પહોંચવા પામે. એથી જાણી જોઈને વિસ્તારથી આ પ્રસ્તાવના અમે ગુજરાતી ભાષામાં લખી છે. છતાં જે ગુજરાતી ભાષાથી અપરિચિત છે તે પણ યોગશાસ્ત્ર અંગેની મહત્ત્વની જાણકારીથી વંચિત રહી ન જાય એ માટે પુરોવચનમ્ રૂપે સંસ્કૃતમાં પણ અમે પ્રસ્તાવના આપી છે. અંગ્રેજીથી અતિ પરિચિત વર્ગની જાણકારી માટે The Australian National University, Faculty of Asian Studies, Canberra, A C. T. 2600, Australiaના પ્રોફેસર J. W. de Jong નામના ઓસ્ટ્રેલિયાના વિદ્વાને યોગશાસ્ત્રના પ્રથમ વિભાગ ઉપર જે રીવ્યુ (સમાલોચના) અંગ્રેજીમાં લખ્યો છે અને જે હોલાંડથી પ્રકાશિત થતા Indo-Iranian Journalમાં છપાયો છે તે પણ સંસ્કૃત પુરોવચનમ્ પછી અહીં આપ્યો છે.

## સંશોધનમાં આધારભૂત હસ્તલિખિત પ્રતિઓ

આ ગ્રંથના સંશોધન–સંપાદનમાં નીચે જણાવેલી હસ્તલિખિત પાંચ અતિપ્રાચીન તાડપત્રીય પ્રતિઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

શાં.–શ્રી **શાંતિનાથ** તાડપત્રીય જૈન જ્ઞાનભંડાર, **ખંભાત**ની આ પ્રતિ છે. તેનો ક્રમાંક ૧૯૦ છે. આ પ્રતિ શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજના સ્વર્ગવાસ પછી ૨૨મા વર્ષમાં ( વિક્રમ સંવત્ ૧૨૫૧ માં ) લખાયેલી છે.

ખં.—આ પ્રતિ પણ શ્રી **શાંતિનાથ** તાડપત્રીય જૈન જ્ઞાનભંડાર **ખંભાત**ની છે. તેનો ક્રમાંક ૧૬૧ છે. વિક્રમ સંવત્ ૧૩૦૩ આસપાસ આ પ્રતિ લખાયેલી છે.

આ બંને પ્રતિઓનો વિસ્તારથી પરિચય અમે યોગશાસ્ત્રના પ્રથમ વિભાગની ગુજરાતી તથા સંસ્કૃત પ્રસ્તાવનામાં આપેલો છે. જિજ્ઞાસુઓએ ત્યાં જોઈ લેવું.

આ બંને તાડપત્રીય પ્રતિઓમાં રહેલાં સંપૂર્ણ સટીક યોગશાસ્ત્રનાં પાઠાંતરોની નોંધ સ્વ. શેઠ અમૃતલાલ કાળીદાસ દોશીએ તે સમયે જૈનસાહિત્ય વિકાસમંડળમાં કાર્ય કરતા પં. સુબોધચંદ્ર નાનાલાલ પાસે કરાવી રાખી હતી તેનો જ અમે ઉપયોગ કર્યો છે. બીજા પ્રકાશથી યોગશાસ્ત્રના સંપાદનમાં જ્યાં જ્યાં અમે શાં. તથા ખં. પ્રતિનાં પાઠાંતરો ટિપ્પણોમાં આપ્યાં છે ત્યાં આ જૂની નોંધનો જ અમે ઉપયોગ કર્યો છે. જ્યાં પાઠાંતરોમાં મુ.ની સાથે જ શાં. કે ખં.નો અમે નિર્દેશ કર્યો છે ત્યાં શાં. કે ખં પ્રતિના પાઠભેદની કોઈ નોંધ નથી એટલો જ તેનો અર્થ છે એટલે મુ. જેવો તેમાં પણ પાઠ હશે એમ કલ્પીને મુ. સાથે શાં. કે ખં.નો અમે નિર્દેશ કર્યો

છે. પરંતુ ખરેખર મુ. કરતાં શાં., કે ખ.માં જુદો પાઠ હોય છતાં પણ પ્રમાદ આદિથી એ પાઠભેદ નોંધવાનો રહી ગયો હોય એ પણ બનવા જોગ છે. કેટલેક સ્થળે અમને એવું ખરેખર લાગ્યું પણ છે.

સં.—આ પ્રતિ **પાટણ**ના **સં**ઘવી પાડાના મહાન્ તાડપત્રીય જ્ઞાનભંડારની છે. અત્યારે આ સંપૂર્ણ ભંડાર **પાટણ**ના શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાં આવી ગયેલો છે. શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરથી છપાયેલા લિસ્ટમાં આનો ક્રમાંક ૭૧/૨ છે. આમાં માત્ર ત્રીજા પ્રકાશની જ ટીકા છે. આની પત્રસંખ્યા ૧–૨૦૬ છે. લંબાઈ–પહોળાઈ લગભગ ૧૩" × ૨" ઇંચ છે. આમાં લેખન સંવત લખ્યો નથી, પણ વિક્રમના લગભગ તેરમા–ચૌદમા શતકની આ પ્રતિ છે. આ પ્રતિનો ત્રીજા પ્રકાશના સંશોધનમાં સંપૂર્ણ રીતે ઉપયોગ અમે કર્યો છે.

સંપૂ—આ પ્રતિ પણ **પાટણ**ના **સં**ઘવી મહાન્ પાડાના તાડપત્રીય જ્ઞાનભંડારની છે. આનો ક્રમાંક ૭૩ છે. **સં**ઘવી પાડાના ભંડારની આ પૂર્ણ પ્રતિ હોવાને લીધે અમે આની સંપૂ. એવી સંજ્ઞા રાખી છે. આની પત્ર સંખ્યા ૧–૩૬૫ છે. ચોથા પ્રકાશના અંતે તથા પાંચમા પ્રકાશના પ્રારંભમાં આનાં કેટલાંક પાનાં તૂટી ગયેલાં છે, એટલે તેમાં કેટલાક પાઠો ચાલ્યા ગયા છે. આ પ્રતિનાં પાનાંની લંબાઈ–પહોળાઈ ૨૯" × ૨" ઇંચ છે. આ પ્રતિ વિક્રમ સંવત્ ૧૨૭૪ માં લખાયેલી છે. આ ગ્રંથના સંશોધનમાં આ પ્રતિનો ખરેખર ઉપયોગ કરવાનું અમે પૃ. ૭૦૪ થી જ શરૂ કર્યું છે.

હે.—આ પ્રતિ **પાટણ**ના શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાં આવેલા **સં**ઘના ભંડારની પ્રતિ છે. આનો

ડાભડા નંબર તથા પોથીનંબર ૩૭ છે. આ પ્રતિ વિક્રમ સંવત્ ૧૨૯૪ માં લખાયેલી છે. પત્રસંખ્યા ૧-૩૧૯ છે. લંબાઈ–પહોળાઈ ૩૦" x ૨ાા" ઇંચ છે. આ પ્રતિ ખૂબ સુંદર હાલતમાં છે. એમ લાગે કે ભૂતકાળમાં ભાગ્યે જ કોઈ માણસે આ પ્રતિનો વાંચન માટે ઉપયોગ કર્યો હશે. આ ગ્રંથના સંશોધનમાં આ પ્રતિનો ઉપયોગ કરવાનું અમે ખરેખર પૃ. ૭૨૬ થી જ શરૂ કર્યું છે. આ હે૨ પ્રતિમાં અનેક અતિવિશિષ્ટ પાઠો છે. આ અંગે આ જ પ્રસ્તાવનામાં પૃ૦ ૩૧–૪૨ માં અમે પહેલાં વિસ્તારથી જણાવી ગયા છીએ.

મંપૂ તથા હે. આ બે પ્રતિનો ઉપયોગ આ ગ્રંથના સંશોધનમાં ત્રીજો પ્રકાશ ઘણો છપાઈ ગયા પછી શરૂ કરવામાં આવ્યો છે. એટલે તેમાં આવતા પાઠભેદોનો ટિપ્પણોમાં નિર્દેશ ત્રીજા પ્રકાશનો ઘણો ભાગ ગયા પછી જ જોવા મળશે. સપૂ. તથા હે. માં રહેલા જે વિશિષ્ટ પાઠભેદો પ્રથમ વિભાગ તથા દ્વિતીય વિભાગમાં આપવાના રહી ગયા છે તેની નોંધ ત્રીજા વિભાગમાં સ્વતંત્ર રીતે કોઇક પરિશિષ્ટમાં આપવાની અમારી ભાવના છે.

આ રીતે આ બીજા વિભાગના સંશોધનમાં તાડપત્ર ઉપર લખેલી અતિપ્રાચીન પાંચ પ્રતિઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

ઉપરાંત, ગ્રુ એટલે Asiatic Society of Bengal, Calcutta તથા જૈનધર્મ પ્રસારક સભા–ભાવનગરથી

પ્રકાશિત મુદ્રિત યોગશાસ્ત્રનો પણ આમાં ઉપયોગ કરવામાં આવ્યો છે. મુ.માં મળતા સાચા કે ખોટા અનેક પાઠભેદો અમે મુ. એવા સંકેતથી અહીં જણાવ્યા છે. કેટલીક વાર કોઈ પણ હસ્તલિખિત આદર્શમાં ન હોવા છતાં સંપાદકોએ પોતાની સમજ પ્રમાણે કલ્પનાથી ખોટા પાઠો છાપ્યા છે એવું પણ જ્યાં અમને લાગ્યું છે ત્યાં પણ કેવા ખોટા પાઠભેદો મુ. માં છપાયા છે એ જણાવવા માટે અમે મુ. ના ખોટા પાઠભેદો પણ ટિપ્પણમાં આપ્યા છે.[1] ત્રીજા પ્રકાશ સુધી આવા ખોટા લાગતા મુ. ના પાઠભેદો આપ્યા છે. ચોથા પ્રકાશથી તો એવા ખોટા પાઠભેદો ટિપ્પણમાં આપવાનું અમે ઘણા ભાગે છોડી જ દીધું છે.

આ ઉપરાંત क ख ग વગેરે સંકેતોથી પણ અમે પાઠભેદો જણાવેલા છે. Asiatic Society of Bengal તરફથી થયેલા પ્રકાશનમાં क ख ग घ ङ च छ વગેરે સંકેતોથી કેટલાંક પાઠાંતરો ટિપ્પણમાં આપેલાં છે. આ क ख ग વગેરે પ્રતિઓ કઈ છે અને ક્યાંની છે વગેરે બાબતમાં અમે કશું જ જાણતા નથી, કારણ કે Asiatic Society of Bengal નું આ પ્રકાશન અપૂર્ણ હોવાને લીધે તેમાં પ્રતિઓનો પરિચય આદિ કંઈ જ જોવા મળતું નથી. અમે તો તેમાં આપેલા પાઠાંતરોનો ઉપયોગ જ આ અમારા સંશોધનમાં કરી લીધો છે. એમાં પદ્ધતિ એવી રાખી છે જે પાઠ અમે શાં. खं. વગેરે પ્રતિઓના આધારે મૂળમાં સ્વીકાર્યો છે તેને જ મળતો જો પાઠ क ख વગેરેમાં મળતો હોય તો ટિપ્પણમાં પ્રારંભમાં — આવી લીટી કરીને क ख

1 જુઓ પૃ ૩ ટિ ૩, પૃ ૫૨ ટિ ૮, પૃ ૧૩૪ ટિ. ૪, પૃ ૫૭૬ ટિ ૪ વગેરે

વગેરેનો નિર્દેશ કરેલો છે, અને તે પછી મુ. માં આવતું પાઠાંતર આપેલું છે. (જુઓ પૃ. ૩ ટિ. ૨, પૃ. ૫ ટિ. ૧ વગેરે). જેમકે પૃ ૨ પં. ૯ માં પૂર્વભવભૂત પાઠ શાં. खं પ્રતિમાં મળે છે. મુ માં પૂર્વભવસ્થિત પાઠ છે. પરંતુ Asiatic Society of Bengal ના પ્રકાશનમાં પૂર્વભવભૂત — ख. ग. ।। એવું પાઠાંતર આપેલું છે. અમે સ્વીકારેલા પૂર્વભવભૂત પાઠને જ એ પાઠાંતર સમર્થન આપે છે. એટલે શાં. खं. માં મળતો પૂર્વભવભૂત પાઠ અમે મૂળમાં લઈ લીધો છે અને તેને ख. ग પ્રતિ પણ ટેકો આપે છે તે જણાવવા માટે ટિપ્પણમાં પ્રારંભમાં — ख, ग. એમ જણાવ્યું છે. અને તે પછી ०भवस्थित० – मु. ।। એમ મુ.માં રહેલું પાઠાંતર જણાવ્યું છે. આ પ્રમાણે અન્યત્ર પણ સમજી લેવું.

પરંતુ જ્યાં क ख ग માં અમે સ્વીકારેલા પાઠથી જુદો પાઠભેદ મળે છે ત્યાં તો તે તે પાઠભેદ આપીને જ क. ख વગેરેનો ઉલ્લેખ કરેલો છે, જેમકે પૃ. ૫૨૦ પં. ૪ માં तेन क्रोधा० પાઠ છે ત્યાં तत् क्रोधा० પાઠ क માં છે. એટલે ટિપ્પણમાં तत् क्रोधा० — क ।। એમ અમે જણાવ્યું છે. આ પ્રમાણે અન્યત્ર પણ સમજી લેવું.

આ પ્રમાણે શા. खं. सं. संमू. हे સિવાય જે બીજા પાઠભેદો પણ Asiatic Society of Bengal ના પ્રકાશનમાં આપેલા છે તેનો પણ યથાયોગ્ય નિર્દેશ આ અમારા સંપાદનમાં આવી જાય છે.

આ ઉપરાંત કેટલીક વાર એવું પણ જોવામાં આવે છે કે હસ્તલિખિત પ્રતિઓમાં પહેલાં એક પાઠ લખ્યો હોય અને તે પછી કોઈક વાંચનારે તેને પોતાની રીતે સુધાર્યો હોય. આમાં કેટલીક વાર પહેલાંનો પાઠ

મહત્ત્વનો હોય છે તો કેટલીક વાર સુધારેલો પાઠ મહત્ત્વનો હોય છે. આવા પહેલાં લખેલા અને પછી સુધારેલા પાઠભેદો જ્યારે અમારે ટિપ્પણમાં જણાવવા હોય ત્યારે જે પ્રતિનો એ પાઠ હોય તે પ્રતિના સંકેતની સાથે મૂ. અને સં. એવા સંકેત જોડીને પણ પાઠાંતરો અમે આપ્યાં છે જેમ કે – સંમૂ.[1] એટલે સં પ્રતિમાં મૂળમાં અર્થાત્ પહેલાં લખેલો પાઠ. સંસં. એટલે સં.માં સંશોધિત કરેલો અર્થાત્ પાછળથી સુધારેલો પાઠ. આ રીતે સંપૂમૂ.[2] અને સંપૂસં. તથા હેમૂ. અને હેસં. સંકેતોનો અર્થ પણ સમજી લેવો.

## વિષયાનુક્રમ આદિ

તે તે વિષય કયા કયા પાનામાં આવે છે તે જણાવવા માટે સંસ્કૃતમાં વિષયાનુક્રમ આપેલો છે. તે પછી संशोधनोपयुक्तग्रन्थसूचिમાં આ બીજા વિભાગના સંપાદનમાં જે લગભગ એકસો આઠ ગ્રંથોનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે ગ્રંથોનાં નામોની યાદી આપેલી છે અને જે ગ્રંથોના અમે સંક્ષિપ્ત સંકેતરૂપ નામો આપ્યાં છે તેનું સ્પષ્ટીકરણ આપ્યું છે.

संपादनोपयुक्तग्रंथसूचि પછી विशिष्टटिप्पणात्मक वृद्धिपत्रक અમે આપેલું છે. ગ્રંથ છપાઈ ગયા પછી

૧ જુઓ પૃ ૭૨૩ ટિ ૨, વગેરે.
૨. જુઓ પૃ. ૮૫ ટિ ૩.

કેટલાંક સ્થળોની **ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત** સાથે તુલના કરવા જેવું છે એમ અમારા ખ્યાલમાં આવ્યું. પૃ. ૭૨૧ માં ટિપ્પણમાં, अयोगवाहिनां પાઠ અંગેના કેટલાક પ્રાચીન ઉલ્લેખો અમારા ધ્યાનમાં પાછળથી આવ્યા. પૃ. ૮૧૯ માં લેશ્યા અંગેના ટિપ્પણમાં, આ. શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે સંબોધપ્રકરણમાં કરેલી વિસ્તૃત વિચારણા પણ પાછળથી અમારા જોવામાં આવી. પૃ. ૯૩૭ માં લોકાંતિક વિષેના ટિપ્પણમાં, કેટલાક મહત્ત્વના ઉલ્લેખો પાછળથી અમારા ધ્યાનમાં આવ્યા. તથા બીજે કેટલેક સ્થળે પણ ટિપ્પણો કરવાનાં રહી ગયાં છે એમ અમારા ખ્યાલમાં આવ્યું. આવી અવશિષ્ટ રહી ગયેલી બાબતોનો ટિપ્પણોમાં સમાવેશ કરવા માટે આ વૃદ્ધિપત્રક અમે આપ્યું છે. આનો પણ આ ગ્રંથ વાંચતી વખતે ઉપયોગ કરી લેવા અમારી અભ્યાસીઓને વિનંતિ છે.

તે પછી **શુદ્ધિપત્રક** આપેલું છે. પ્રેસમાંથી આવતાં દરેક પ્રૂફોને વિનેયપ્રવર મુનિશ્રી **ધર્મચંદ્રવિજયજી** તથા હું ખૂબ જ ખૂબ કાળજીથી તપાસીએ છીએ. છતાં સરતચૂકથી કેટલીક ભૂલો રહી જ જાય છે જે અમને ઘણી ખટકે છે. સામાન્ય નજર નાખતાં જે જે ભૂલો અમારા ધ્યાનમાં પાછળથી આવી છે તેનું શુદ્ધિપત્રક બનાવ્યું છે. પ્રથમ વિભાગમાં રહી ગયેલી જે કેટલીક અશુદ્ધિઓ અમારા ધ્યાનમાં પાછળથી આવી છે તેનું પણ શુદ્ધિપત્રક આ વિભાગના શુદ્ધિપત્રકમાં અમે લઈ લીધું છે. યોગશાસ્ત્રને વાંચનારા આ શુદ્ધિપત્રકનો અવશ્ય ઉપયોગ કરીને વાંચે એવી અમારી ખાસ વિનંતિ છે. કેટલીક વાર ટાઇપો બરાબર ન ઊઠવાથી અથવા છાપતી વખતે ટાઇપો ઊડી

જવાથી કે આઘા-પાછા થઈ જવાથી પણ અશુદ્ધ પાઠો થાય છે[૧] શુદ્ધિપત્રક આપવા છતાં પણ આવી અમારા ધ્યાન બહાર રહી ગયેલી અશુદ્ધિઓ કોઈ સૂચવશે તો કૃતજ્ઞતાપૂર્વક અમે તેનો ત્રીજા ભાગમાં સમાવેશ કરવા જરૂર ખ્યાલ રાખીશું.

## ધન્યવાદ

આ યોગશાસ્ત્ર ગ્રંથના સંશોધન-સંપાદન ઉપરાંત, મારા પાસે ચાલતા બીજા પણ અનેક ગ્રંથોના સંશોધન-સંપાદનમાં અંગત સેવા-શુશ્રૂષા ઉપરાંત પ્રૂફવાંચન, વિચારવિનિમય આદિ રૂપે મુનિશ્રી **ધર્મચંદ્રવિજયજી** વર્ષોથી ખડેપગે સહાય કરી રહ્યા છે. તે માટે તેમને મારા અંતરના આશીર્વાદ છે.

શેઠ શ્રી **અમૃતલાલ કાળીદાસ દોશી**ની પ્રોત્સાહક પ્રેરણાથી આ સટીક યોગશાસ્ત્ર ગ્રંથનું સંશોધન મેં હાથમાં લીધું હતું. તેનો પ્રથમ વિભાગ પ્રકાશિત થવાની તૈયારીમાં હતો તે પૂર્વે જ તેમનો દૈવયોગે સ્વર્ગવાસ થયો હતો. તે પછી તેમના ચિરંજીવ **ચંદ્રકાન્તભાઈ** તેમના પિતાશ્રીના કાર્યને આગળ વધારવા માટે નબળી તબિયતે પણ ઘણો ઘણો રસ લઈ રહ્યા છે. આ શ્રુતભક્તિ માટે આ બંને પિતા-પુત્રને અનેકશઃ ધન્યવાદ ઘટે છે.

---

૧. કેટલીકવાર પાઠ સુધારવા માટે પ્રુફમાં સૂચના આપવા છતાં પણ સમજફેર આદિ કારણે અશુદ્ધ પાઠો રહી જાય છે. પૃ૦ ૪૨૭ પ ૬ મા આ કારણે જ **दुर्लङ्घत्वा** આ શુદ્ધ પાઠને સ્થાને **दुर्लङ्घयत्वा** આવો અશુદ્ધ પાઠ છપાઈ ગયો છે.

પાટણના સંઘવી પાડાના તાડપત્રીય જ્ઞાનભંડારની પ્રતિઓ, આજ સુધી જેમણે આ ભંડાર ઘણી કાળજીથી સાચવી રાખ્યો હતો તે સ્વ૦ પટવા સેવંતિલાલ છોટાલાલના સુપુત્રો નરેન્દ્રભાઈ, બિપિનભાઈ તથા દીપકભાઈના સૌજન્યથી તથા શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરના મુખ્ય કાર્યવાહક ડૉ. સેવંતિલાલ મોહનલાલના સૌજન્યથી જ અમને પ્રાપ્ત થઈ છે. તેથી તેમને પણ અમારા અનેકશઃ ધન્યવાદ છે.

## પ્રભુ–પ્રાર્થના

આ યોગશાસ્ત્રના ભવિષ્યમાં પ્રકાશિત થનારા ત્રીજા વિભાગમાં ૫ થી ૧૨ પ્રકાશમાં પ્રાણાયામ–ધારણા–ધ્યાન આદિ ઘણા ઘણા અપરિચિત વિષયોનું વર્ણન આવે છે આ. શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે ભારતીય કયા કયા સાહિત્ય અને સંપ્રદાયોમાંથી આ બાબતોનો સંગ્રહ કર્યો છે એની શોધ કરવી એ એક સમુદ્રમંથન જેવું કાર્ય છે ભગવાન અને ગુરુદેવના ભરોસે એ કાર્ય અમે શરૂ કર્યું છે અને એમની કૃપાથી જ એ કાર્ય પાર પડશે એવી અમને શ્રદ્ધા છે. આ વિષયનાં તુલનાત્મક લખાણો તથા બીજાં પણ અનેક પરિશિષ્ટોથી સમૃદ્ધ કરીને ત્રીજો વિભાગ પ્રકાશિત કરવાની અમારી ભાવના છે. પરમાત્માની કૃપાથી આ કાર્ય સાંગોપાંગ સિદ્ધ થઈને વિદ્વાનોના હાથમાં શીઘ્ર પહોંચે એ માટે અમે પ્રભુને પ્રાર્થના કરીએ છીએ.

## પ્રભુપૂજન અને ગુરુપૂજન

શ્રી **શંખેશ્વરજી** તીર્થથી ૯ માઈલ દૂર **આદરિયાણા** ગામમાં પરમાત્મા શ્રી **શાંતિનાથ** ભગવાનની છત્રછાયામાં આ બીજા વિભાગના પ્રારંભના ભાગના સંશોધન સંપાદન અને મુદ્રણનો પ્રારંભ થયો હતો. તે પછી અહીં **ધામા** (શ્રી શંખેશ્વરજી તીર્થથી ૧૩ માઈલ દૂર) ગામમાં સ્વયંભૂ (સ્વયં પ્રકટ થયેલા) પ્રગટ પ્રભાવી પરમાત્મા શ્રી **શાંતિનાથ** ભગવાનની છત્રછાયામાં બાકીના બધા ભાગનું સંશોધન-સંપાદન અને મુદ્રણ પરિપૂર્ણ થયું છે. જે અનંત ઉપકારી પરમ કૃપાળુ પરમાત્માની છત્રછાયામાં આ કાર્ય સિદ્ધ થયું છે તે **પરમાત્મા** તથા મારા અનંત ઉપકારી કૃપાળુ સદ્ગુરુદેવ અને પિતાશ્રી પરમ પૂજ્ય મુનિરાજ શ્રી **ભુવનવિજયજી** મહારાજના કરકમળમાં આ ગ્રંથરૂપી પુષ્પને અર્પણ કરીને અને એ રીતે **દેવ-ગુરૂપૂજન** કરીને આજે ધન્યતા અનુભવું છું

લિ.

| | |
|---|---|
| વિક્રમ સંવત્ ૨૦૩૭<br>ચૈત્ર વદિ ૧૦<br>મુ. **ધામા**<br>(વાયા-વિરમગામ)<br>(શ્રી **નમિનાથ**મોક્ષકલ્યાણકદિન) | પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીમદ્વિજય **સિદ્ધિસૂરીશ્વર** પટ્ટાલંકાર-<br>પૂજ્યપાદ આચાર્યમહારાજ શ્રીમદ્વિજય **મેઘસૂરીશ્વર**શિષ્ય-<br>પૂજ્યપાદ ગુરુદેવ મુનિરાજશ્રી **ભુવનવિજયાન્તેવાસી**<br>મુનિ **જંબૂવિજય** |

श्री ऋषभदेवस्वामिने नमः ॥

श्री शङ्खेश्वरपार्श्वनाथाय नमः ॥

'धामा' मण्डन श्री शान्तिनाथाय नमः ॥

आचार्यमहाराजश्रीमद्विजयसिद्धिसूरीश्वरपादपद्मेभ्यो नमः ॥

आचार्यमहाराजश्रीमद्विजयमेघसूरीश्वरपादपद्मेभ्यो नमः ॥

सद्गुरुदेवमुनिराजश्रीभुवनविजयजीपादपद्मेभ्यो नमः ॥

# पुरोवचनम्

परमकृपालोः परमात्मनः सद्गुरुदेवानां च कृपया, परमार्हतश्रीकुमारपालनृपतेः प्रार्थनया कलिकालसर्वज्ञैर्योगीश्वरैः श्री हेमचन्द्राचार्यैर्विरचितस्य स्वोपज्ञवृत्तिविभूषितस्य द्वादशप्रकाशात्मकस्य योगशास्त्रस्य प्रथम-द्वितीयप्रकाशात्मकः प्रथमो विभागः प्राचीनतमहस्तलिखितादर्शादिविविधसामग्रीमुपजीव्य यथामति संशोध्य सम्पाद्य च वर्षचतुष्टयात् प्रागेव प्रकाशितः, सम्प्रति तृतीय-चतुर्थप्रकाशात्मको द्वितीयो विभागस्तथैव योगरसिकानां पुरत उपधीयते ।

तृतीयविभागे आपञ्चमप्रकाशम् आ द्वादशात् प्रकाशात् सर्वानप्यवशिष्टान् प्रकाशान् विविधैः परिशिष्टैरलंकृत्य प्रकाशयितुं समीहामहे ।

शास्त्रकृतां तत्र भवतां श्रीहेमचन्द्रसूरिपादानां कुमारपालनृपतेश्च चरित्रं संक्षेपेण प्रथमविभागस्य प्रस्तावनायां पुरोवचने चाभिहितं तत्रैव विलोकनीयम् । द्वादशानां प्रकाशानां विषयोऽपि तत्रैव संक्षेपेण वर्णितः ।

शास्त्रविशारदैर्जैनाचार्यैः श्रीमद्विजयधर्मसूरिभिः बहुभ्यो वर्षेभ्यः प्राक् विविधान् हस्तलिखितानादर्शान् संचित्य अस्य सवृत्तिकस्य ग्रन्थस्य संशोधनं सम्पादनं च स्वीयच्छात्राणां साहायकेन विहितम् । तच्च चतुर्थप्रकाशस्य १०५ तमश्लोकटीकाया 'अष्टाशीति' [ पृ० ९१३ पं० ३ ] इति पदपर्यन्तं 'कलिकाता' नगरे विद्यमानया Asiatic Society of Bengal इत्यनया संस्थया Orientel Works इत्यन्तः Bibliotheca Indica मध्ये इसवीयेषु 1907, 1909, 1910, 1916, 1918, 1921 वर्षेषु पृथक् पृथक् षट्सु विभागेषु [ पृ० १ तः पृ० ८८८ पर्यन्तमेव ] प्रकाशितम् ।

अवशिष्टस्तु ग्रन्थस्तया संस्थया प्रकाशितो न दृष्टो न वा श्रुतोऽस्माभिः । किन्तु श्रीमद्विजयधर्मसूरिशिष्याणां श्रीमद्विजयभक्तिसूरीणामुपदेशेन सम्पूर्णोऽप्ययं ग्रन्थो वि० सं० १९८२ वर्षे भावनगरस्थया जैनधर्मप्रसारकसभया प्रकाशितः । अद्य यावत् अस्यैव ग्रन्थस्य बाहुल्येन प्रचारः ।

कलिकाता-भावनगरप्रकाशिते पुस्तकद्वये संशोधकैः संशोधनाय कृतेऽपि महति परिश्रमे, सन्ति खलु तादृशाः परःशताः पाठा यत्र पाठशुद्धिरपेक्ष्यते । अस्य ग्रन्थस्य पुनः संशोधनाय प्रकाशनाय च जैनसाहित्य-विकासमण्डलाध्यक्षैः 'श्रेष्ठिश्री अमृतलाल कालीदास दोसी' इत्येभिर्महोदयैः खम्भातनगरे श्री शान्तिनाथ-तालपत्रीयज्ञानभाण्डागारे विद्यमानं तालपत्रोपरि लिखितमतिप्राचीनमादर्शद्वयमधिगतम्[1], तैर्नियुक्तेन च मुबोधचन्द्राभिधेन पण्डितेन तत्रत्याः पाठभेदाः लिखिताः । प्राधान्येन एतान् पाठभेदानवलम्ब्यैव सवृत्तिकस्य योगशास्त्रस्य प्रथम-द्वितीयप्रकाशात्मकः प्रथमो विभागः संशोधितः सम्पादितश्चास्माभिः, स च प्रागेव प्रकाशितो जैनसाहित्यविकासमण्डलेन । ततः परं द्वितीयविभागस्य संशोधनावसरे सं. संपू. हे. इति तालपत्रोपरि लिखि-तमपरमपि प्रतित्रयमस्माभिः पत्तननगरादासादितम् । एतेषां हस्तलिखितादर्शानां संक्षेपेण स्वरूपमित्थं वर्तते—

शां०—खम्भातनगरे श्री शान्तिनाथतालपत्रीयजैनज्ञानभाण्डागारे विद्यमाना प्रतिः ।

खं०— " " " "

अनयोः शां. खं. प्रत्योर्विस्तरेण स्वरूपं प्रथमविभागस्य पुरोवचनेऽस्माभिर्निर्दिष्टम्, अतो जिज्ञासुभिस्तत्रैव विलोकनीयम् ।

---

१. अनयोरादर्शयोः शां. खं. इति संज्ञाऽस्माभिर्विहितास्ति । शां आदर्शः विक्रमसंवत् १२५१ वर्षे लिखितः, खं. आदर्शस्तु विक्रमसंवत् १३०३ वर्षस्य समीपे लिखितो भाति । अत्रार्थे प्रथमविभागस्य पुरोवचनं विलोकनीयम् ।

सं०—अणहिलपत्तन[=पाटण]नगरे श्रीहेमचन्द्राचार्यजैनज्ञानमन्दिरे विद्यमाना 'संघवीपाडाभण्डार'सत्का प्रतिः। क्रमाङ्कः ७१।२। पत्रसंख्या १–२०६। अत्र लेखनवर्षस्य निर्देशो नास्ति, तथापि वैक्रमे चतुर्दशे शतके प्रतिरियं लिखितेति भाति। अस्यां योगशास्त्रस्य प्रतौ केवलं तृतीयप्रकाशस्यैव वृत्तिर्वर्तते। सम्पूर्णेयं प्रतिरत्र संशोधने उपयुक्ताऽस्माभिः।

संपू०—अणहिलपत्तन[=पाटण]नगरे श्रीहेमचन्द्राचार्यजैनज्ञानमन्दिरे विद्यमाना 'संघवीपाडाभण्डार'सत्केयं प्रतिः। अस्याः क्रमाङ्कः ७३। पत्रसंख्या १–३६५। चतुर्थप्रकाशस्यान्ते पञ्चमप्रकाशस्य प्रारम्भे च कानिचित् पत्राणि त्रुटितानि सन्ति। विक्रमसंवत् १२७४ वर्षे लिखितेयं प्रतिः। अस्याः प्रतेरुपयोगः पृ० ७०४ त एवास्माभिरस्मिन् ग्रन्थे प्रारब्धः।

हे०—अणहिलपुरपत्तन[=पाटण]नगरे श्रीहेमचन्द्राचार्यज्ञानमन्दिरे विद्यमाना 'संघभण्डार'सत्केयं प्रतिः। अस्याः क्रमाङ्कः ३७। पत्रसंख्या १–३१९। विक्रमसंवत् १२९४ वर्षे लिखितेयं प्रतिः। अस्याः प्रतेरुपयोगः पृ० ७२६ त एवास्मिन् ग्रन्थेऽस्माभिः प्रारब्धः। अन्यासु कासुचिदपि प्रतिष्वविद्यमानाः विशिष्टाः पाठभेदा अस्यामेकस्यां प्रतौ वर्तन्ते। दृश्यतां पृ० ८७८ टि० २, पृ० ८७९ टि० २, पृ० ८८९ टि० १। अतोऽतिविशिष्टेयं प्रतिः।

एतासां पञ्चानां तालपत्रोपरि लिखितानां प्रतीनामत्र ग्रन्थे संशोधने टिप्पणादौ चास्माभिरुपयोगो विहितः।

'कलिकाता' मुद्रिते Asiatic Society of Bengal, Calcutta इत्यतः प्रकाशिते योगशास्त्रपुस्तके क. ख. ग. घ. ङ. च. इत्यादि संकेतैर्बहवः पाठभेदा उल्लिखिताः। क. ख. इत्यादिसंकेतैः के हस्तलिखितादर्शा विवक्षिता इति तु वयं न जानीमः, तथापि ते पाठभेदा अपि अस्माभिरस्मिन् ग्रन्थे क. ख. इत्यादि संकेतैरेव टिप्पणेषु निर्दिष्टाः, दृश्यतां पृ० ५२० टि० २ इत्यादि। यत्र तु अस्माभिः ग्रन्थे स्वीकृतः शां. खं. प्रभृतिप्रतिसत्कः पाठः क. ख. प्रभृतिप्रतिभिरपि समर्थितः तत्र विना पाठभेदनिर्देशं '——क. ख.।' इत्याद्येव टिप्पणेषु लिखितम्, दृश्यतां पृ० ३ टि० २, पृ० ५ टि० १ इत्यादि।

Asiatic Society of Bengal इत्यनया संस्थया जैनधर्मप्रसारकसभया च मुद्रिते प्रकाशिते च ग्रन्थे ये पाठभेदाः सन्ति ते समीचीना असमीचीना वा बहवः पाठभेदा अत्र मु. इति संकेतेन टिप्पणेषु दर्शिताः। तृतीयप्रकाशं यावत् भूयांसोऽसमीचीनाः पाठा अपि मु. इति संकेतेन टिप्पणेषु दर्शिताः, किन्तु चतुर्थप्रकाशत आरभ्य मु० मध्ये विद्यमाना अशुद्धाः भूयांसोऽपि पाठाष्टिप्पणेषु नास्माभिर्निर्दिष्टा इति ध्येयम्।

यत्र क्वचिदशुद्धः पाठ इत्यस्माकं मतं तत्र अस्माभिः सम्भावितः शुद्धपाठः ( ) एतादृशे कोष्ठके विनिवेशितः। यत्र तु कश्चन पाठः पूरणीय इत्यस्माकमभिप्रायः तत्र तादृशः पाठः [ ] एतादृशे कोष्ठके विनिवेशितः। 'आह च, यदाह' इत्यादि लिखित्वा ग्रन्थान्तरेभ्य उद्धृतानां पाठानां मूलस्थानानि अपि [ ] एतादृशे कोष्ठकेऽस्माभिर्दर्शितानि। कृतायामपि महत्यां गवेषणायां यत्र मूलस्थानानि नास्माभिर्लब्धानि तत्र [ ]

एतादृशानि कोष्ठकानि रिक्तानि स्थापितानि। पृ० १८१ पं० ३, पृ० ६१४ पं० ९ मध्ये उद्धृतस्य पाठद्वयस्य मूलस्थानं बौद्धाचार्यदिङ्नागविरचितस्य प्रमाणसमुच्चयस्य बौद्धाचार्यधर्मकीर्तिविरचितस्य प्रमाणविनिश्चयस्य भोटभाषानुवादं [ Tibetan translation ] दृष्ट्वास्माभिर्निर्णीतम्, यतः सम्प्रतीदं ग्रन्थद्वयं संस्कृतभाषायां नोपलभ्यते, परःशतेभ्यो वर्षेभ्यः पूर्वं भोटभाषायां [ Tibetan language मध्ये ] केनचिद् विहितोऽनुवाद एव सम्प्रति लभ्यते।

विषयानुक्रमे विस्तरेण तृतीय–चतुर्थप्रकाशयोर्विषयो वर्णितः। ततः संशोधनोपयुक्तग्रन्थसूच्यां संक्षिप्तानां संकेतानां विवरणं वर्तते। तदनन्तरं विशिष्टटिप्पणात्मकं वृद्धिपत्रकं वर्तते। अस्य ग्रन्थस्य मुद्रणानन्तरं चतुर्थप्रकाशान्तर्गता बहवः श्लोकाः श्रीहेमचन्द्रसूरिभिः त्रिषष्टिशलाकापुरुषचरिते पृथक् पृथक् स्थानेषु तीर्थंकरदेशनायां संगृहीता इति अस्मद्दृष्टिपथमायातम्। अतस्तादृशानां श्लोकानां त्रिषष्टिशलाकापुरुषचरितान्तर्गतैः श्लोकैः तुला अस्मिन् वृद्धिपत्रके प्राधान्येन उपदर्शिता। पृ० ७२१ मध्ये 'अयोगवाहिनां' पाठस्य टिप्पणे, पृ० ८१९ मध्ये लेश्याटिप्पणे, पृ० ९३७ मध्ये लोकान्तिकदेवसम्बन्धिनि टिप्पणे तथा अन्यत्र च अन्यदपि किञ्चिद् विशिष्टं वक्तव्यं तदपि एतेषु टिप्पणेषु अस्माभिः संगृहीतम्। विशेषजिज्ञासुभिरवश्यं पठनीयमिदं वृद्धिपत्रकम्।

महता परिश्रमेण सूक्ष्मेक्षिकया च सञ्चिताक्षर[ =प्रुफ ]पत्राणि वयं विलोकयामः, तथापि दृष्टिभ्रमादिना काश्चिदशुद्धय अवशिष्यन्त एव। मुद्रणसमयेऽक्षरविचलनादिनापि काश्चिदशुद्धयो जायन्ते। ईदृशा येऽशुद्ध-

पाठा अस्माकं दृष्टिपथमायाताः तेषां स्थाने ग्राह्याणां शुद्धपाठानामुपदर्शनार्थं शुद्धिपत्रकमपि अत्र योजितम् । इदं शुद्धिपत्रकमवश्यमेव सर्वैरपि अध्येतृभिः पठनीयमिति सज्जनान् प्रति अभ्यर्थयामहे ।

विनेयप्रवरा मुनिश्री धर्मचन्द्रविजया मदीयेषु संशोधनादिकार्येषु अनवरतं साहाय्यकमनुतिष्ठन्ति, अस्मिन्नपि ग्रन्थे विविधैः प्रकारैस्तैर्महत् साहाय्यकमनुष्ठितमिति तेभ्यो भूयो भूयो धन्यवादान् वितरामि ।

अतिदुर्लभस्यात्युपयोगिनश्चास्य ग्रन्थस्य पुनः संशोधनं प्रकाशनं चावश्यकं मत्वा एतत् पुण्यकार्यं जैनसाहित्यविकासमण्डलस्य तदानीन्तनैरध्यक्षैः विविधशास्त्रोपासनारसिकैः श्रेष्ठिश्री 'अमृतलाल कालीदास दोसी' महोदयैर्मह्यं प्रदत्तम् । अस्य ग्रन्थस्य प्रथमविभागस्य मुद्रणानन्तरं ते श्रेष्ठिनो दिवंगताः, ततः परम् इदानीं जैनसाहित्यविकासमण्डलस्य कार्यं तेषां सुपुत्रैः पितृभक्तैः श्री 'चन्द्रकान्तभाई' महोदयैः सम्यग् विधीयत इतीमौ पितापुत्रावनेकशो धन्यवादमर्हतः ।

अस्य ग्रन्थस्य ग्राहकाः संशोधकाः आचार्य श्रीविजयधर्मसूरिमहोदयादयोऽपि भूयसो धन्यवादानर्हन्ति ।

अस्य द्वितीयविभागस्य महतांशेन संशोधनं मुद्रणं च श्रीशङ्खेश्वरतीर्थसमीपवर्तिनि अस्मिन् 'धामा' भिधे ग्रामे परमकृपालोः परमेश्वरस्य भगवतः श्री शान्तिनाथस्य सान्निध्ये तत्कृपया सम्पन्नम् । अतो तेषां परमेश्वराणां मम परमपूज्यानां पितृचरणानां सद्गुरुदेवानां च मुनिराजश्री भुवनविजयजीमहाराजानां परमकृपया साहाय्येन च कार्यमिदं सम्पन्नं तेषामनन्तोपकारिणां देवाधिदेवानां सद्गुरुदेवानां च चरणेषु अनन्तशः प्रणि-

पातं विधाय तेषां करकमलयोः पुष्परूपमेनं ग्रन्थं निधाय च

अर्हन्तं गुरुदेवं च महयाम्येतेन कुसुमेन

पूज्यपादाचार्यमहाराजश्रीमद्विजयसिद्धिसूरीश्वरपट्टालंकार-
पूज्यपादाचार्यमहाराजश्रीमद्विजयमेघसूरीश्वरशिष्य-
पूज्यपादगुरुदेवमुनिराजश्रीभुवनविजयान्तेवासी
मुनि ज म्बू वि ज यः ।

धामा ( via–विरमगाम )
विक्रमसंवत् २०३७
चैत्रवहुलदशमी
( प्रभुनमिनाथमोक्षकल्याणकदिनम् )



**THE AUSTRALIAN NATIONAL UNIVERSITY, CANBERRA, ACT 2600, AUSTRALIA ના FACULTY OF ASIAN STUDIES વિભાગના વિદ્વાન્ PROF. DR. J. W. DE JONG તરફથી INDO-IRANIAN JOURNAL, HOLLAND ના 1979 વર્ષના 21 મા અંકમાં આવેલું યોગશાસ્ત્ર પ્રથમ વિભાગનું (REVIEW) અવલોકન**

Hemacandra, *Yogaśāstram* Prathamo vibhāgah [prathama-dvitīyau prakāśau]. Edited by Muni Jambūvijaya, Bombay, Śrī Jainasāhityavikasamandala, 1977, pp 68 + 424, Rs 20

Hemacandra's *Yogaśāstra* describes in great detail the duties of Jain laymen and ascetics. It consists of 12 *prakāśa-s* containing altogether 1009 ślokas Hemacandra's commentary (svopajñavrtti) is a voluminous work written mainly in verse The first four chapters belong to the daily reading of the Jaina monks In 1874 Ernst Windisch published text and translation of these chapters[1] F. Belloni-Filippi undertook to publish a complete edition of both text and commentary for the Jainadharmaprasārakasabhā but he abandoned his plan when he heard of the publication of Hemacandra's work by Muni Mahārāja Dharmavijaya in the *Bibliotheca Indica.* However, he completed his edition of the first *prakāśa*[2] Dharmavijaya's edition is incomplete. Six fascicles were published between 1907 and 1921. In 1926 a complete edition of the *Yogaśāstravrtti* was published by Vijayabhakti for the Jainadharmaprasārakasabhā.[3]

1 Ernst Windisch, 'Hemacandra's Yogaśāstra' Ein Beitrag zur Kenntnis der Jaina-Lehre, *ZDMG*, 28(1874), 185-262

2. Ferdinando Belloni-Filippi, 'La Yogaçāstravrtti', *GSAI*, 21(1908), 123-222 22(1909), 113-151; 23(1910), 171-208; 26(1913-14), 97-131

3 Belloni-Filippi mentions an edition by Hirālāl (Bombay, 1899), which he had been unable to obtain.

॥ ६९ ॥

Muni Jambūvijaya's edition is based upon two old palmleaf manuscripts in the possession of the Śāntināth bhandar in Cambay. The first is dated Vikr. 1251 and was already mentioned by Peterson in his *Third Report* (p 74)[4] The second carries no date but according to Muni Jambūvijaya it contains the same *praśasti* as a manuscript, dated Vikr 1303, of the Ācārāṅgacūrṇi in the Śāntināth bhandar and must therefore have been written about the same time by the same scribe Belloni-Filippi's oldest manuscript was written in Vikr. 1260 and belongs to the Deccan College In his notes Muni Jambūvijaya gives the readings of the manuscripts used by him and variants of the two printed editions Hemacandra quotes often from his *Triṣaṣtiśalakāpurusacaritra* and from many other works written by himself and other authors such as Haribhadrasūri Muni Jambūvijaya has tried to identify his sources as far as possible. His careful edition of this important work will be extremely useful It is to be hoped that it will prompt a scholar to undertake a translation Williams remarked "In view of its very full picture of the life of a layman in twelfth-century Gujarat, it is unfortunate that no translation of the work in a western language exists"[5] Belloni-Filippi's translation does not go beyond the first five verses and their commentary[6] and Windisch's translation of the first four *prakāśa-s* suffers from the fact that he had not been able to use the commentary.[7]

---

4 For manuscripts of the *Yogaśāstra* and the *vrtti* See H. D Velankar, *Jinaratnakośa* (Poona, 1944), pp 323-324

5 R Williams, *Jaina Yoga* (London, 1963), p 12 On the *Yogaśāstra* see further M. Winternitz, *A History of Indian Literature*, Vol II (Calcutta, 1933), pp 567-570

6 *GSAI*, 21 (1908), 142-213

7. Cf Belloni-Filippi, *GSAI*, 21 (1908), 135-137.

॥७०॥

# स्वोपज्ञवृत्तिविभूषितस्य योगशास्त्रद्वितीयविभागस्य
## विषयानुक्रमः

॥ ७३ ॥

॥ ७५ ॥

## चतुर्थः प्रकाशः ७८१–९६८

॥ ७९ ॥

*

॥ ८१ ॥

# सम्पादनोपयुक्तग्रन्थसूचिः सङ्केतविवरणं च

| ग्रन्थनाम | | प्रकाशकादि |
|---|---|---|
| अनुयोगद्वारसूत्रम् | .. | श्रीमहावीर जैन विद्यालय, मुंबई, विक्रम सं. २०२४ |
| अनुयोगद्वारटीका | .. | आगमोदयसमितिः |
| अनेकार्थसंग्रहः | .. | चौखम्बा संस्कृत सीरिज, बनारस सिटी, इसवीय सन १९२९ |
| अन्ययोगव्यवच्छेदद्वात्रिंशिका | .. | जैन आत्मानन्दसभा, भावनगर |
| आचाराङ्गसूत्रम् | .. | श्रीमहावीर जैन विद्यालय, मुंबई, विक्रम सं. २०३३ |
| आचाराङ्गसूत्रनिर्युक्तिः | .. | आगमोदयसमितिः, तथा मोतीलाल बनारसीदास, दिल्ही इसवीय सन १९७८ |
| आचाराङ्गसूत्रवृत्तिः शीलाङ्काचार्यकृता, | .. | आगमोदयसमितिः ” |
| आवश्यकसूत्रम् | .. | आगमोदयसमितिः |
| आवश्यकनिर्युक्तिः | .. | आगमोदयसमितिः |
| आवश्यकभाष्यम् | .. | आगमोदयसमितिः |
| आवश्यकसूत्रस्य हारिभद्री वृत्तिः | .. | आगमोदयसमितिः |
| आवश्यकचूर्णिः | .. | ऋषभदेवजी केसरीमलजी, रतलाम. |

| ग्रन्थनाम | | प्रकाशकादि |
|---|---|---|
| उणादि=हैमउणादिसूत्राणि | | |
| उत्तराध्ययननिर्युक्तिः | .. | देवचंद लालभाई पुस्तकोद्धार फंड, सुरत |
| उत्तराध्ययनबृहद्वृत्तिः | .. | देवचंद लालभाई पुस्तकोद्धार फंड, सुरत |
| उपदेशमाला | .. | ऋषभदेवजी केसरीमलजी, रतलाम |
| उपासकदशाङ्गम् | .. | आगमोदयसमितिः |
| उपासकदशाङ्गवृत्तिः | .. | आगमोदयसमितिः |
| ओघनि०=ओघनिर्युक्तिः | .. | आगमोदयसमितिः |
| ओघनिर्युक्तिवृत्तिः द्रोणाचार्यकृता | .. | आगमोदयसमिति. |
| औपपातिकसूत्रम् | .. | आगमोदयसमितिः |
| कर्मप्रकृतिः | .. | मुक्ताबाई ज्ञानमंदिर, डभोई |
| कल्पभाष्यम् | .. | जैन आत्मानन्दसभा, भावनगर |
| काव्यमीमांसा | .. | गायकवाड ओरिएण्टल सीरीज, BARODA इसवीय सन १९१६ |
| गा०=गाथा | | |

| ग्रन्थनाम | | प्रकाशकादि |
|---|---|---|
| गोम्मटसारः | .. | रायचन्द्र शास्त्रमाला, मुंबई. |
| चैत्यवन्दनभाष्यम् | .. | जैन आत्मानन्दसभा, भावनगर |
| चैत्यवन्दनमहाभाष्यम् | .. | जैन आत्मानन्दसभा, भावनगर |
| जीवसमासः | .. | आगमोदयसमितिः |
| ज्ञाताधर्मकथावृत्तिः | .. | आगमोदयसमितिः |
| तत्त्वार्थसूत्रम् | .. | देवचद लालभाई पुस्तकोद्धार फड, सुरत |
| तत्त्वार्थभाष्यम् | .. | देवचंद लालभाई पुस्तकोद्धार फंड, सुरत |
| तत्त्वार्थभाष्यसम्बन्धकारिका | .. | देवचंद लालभाई पुस्तकोद्धार फंड, सुरत |
| तत्त्वार्थभाष्यअन्तिमकारिका | .. | देवचंद लालभाई पुस्तकोद्धार फंड, सुरत |
| तत्त्वार्थटीका सिद्धसेनगणिकृता | .. | देवचद लालभाई पुस्तकोद्धार फड, सुरत |
| तत्त्वार्थसर्वार्थसिद्धिः | .. | भारतीय ज्ञानपीठ, काशी |
| तत्त्वार्थराजवार्तिकम् | .. | भारतीय ज्ञानपीठ, काशी |
| तत्त्वार्थश्लोकवार्तिकम् | .. | निर्णयसागर प्रेस, मुंबई. |

| ग्रन्थनाम | | प्रकाशकादि |
|---|---|---|
| त्रिषष्टि०=त्रिषष्टिशलाकापुरुषचरितम् | .. | पर्व १–४ जैन आत्मानन्दसभा, भावनगर |
| त्रिषष्टिशलाकापुरुषचरितम् | .. | पर्व ५–१० जैनधर्मप्रसारकसभा, भावनगर |
| दशवै०=दशवैकालिकसूत्रम् | .. | देवचद लालभाई पु. फं., सुरत |
| दशवै०=दशवैकालिकसूत्रस्य हारिभद्री वृत्तिः | .. | देवचंद लालभाई पु. फं, सुरत |
| दशाश्रुतस्कन्धः निर्युक्ति-चूर्णिसहितः | .. | मणिविजयगणिग्रन्थमाला, लींच, विक्रम सं. २०११ |
| धर्मबिन्दुः | .. | आगमोदयसमितिः, मुंबई, इसवीय सन १९२४ |
| धर्मबिन्दुटीका | .. | आगमोदयसमितिः, मुंबई, इसवीय सन १९२४ |
| धर्मरत्नमाला | | |
| धर्मसंग्रहवृत्तिः | .. | देवचंद लालभाई पु. फ, सुरत |
| धा० पा०=धातुपारायणम् | .. | शाहीबाग गीरधरनगर जैन श्वे. मू. संघ, अहमदाबाद, विक्रम सं. २०३५ |
| ध्यानशतकम् | .. | आवश्यकसूत्रस्य हारिभद्रयां वृत्तौ व्याख्यातम् |
| नन्दीसूत्रम् | .. | आगमोदयसमितिः |
| नन्दीसूत्रस्य हारिभद्री वृत्तिः | .. | ऋषभदेवजी केसरीमलजी, रतलाम |

॥ ८५ ॥

| ग्रन्थनाम | | प्रकाशकादि |
|---|---|---|
| नन्दीश्वरस्तवः | . | पयरणसंदोहे मुद्रितः |
| नवपदप्रकरणम् | .. | देवचंद लालभाई पु. फं., सुरत |
| नवपदप्रकरणबृहद्वृत्तिः | .. | देवचंद लालभाई पु. फं., सुरत |
| निशीथभाष्यम् | .. | सन्मति ज्ञानपीठ, आगरा |
| पञ्चवस्तुकम् | .. | देवचंद लालभाई पु. फं., सुरत |
| पञ्चवस्तुकटीका | .. | देवचंद लालभाई पु. फं., सुरत |
| पञ्चसूत्रम् | .. | जैन आत्मानंदसभा, भावनगर |
| पञ्चाशकम् | .. | जैनधर्मप्रसारकसभा, भावनगर |
| पञ्चाशकवृत्तिः | .. | जैनधर्मप्रसारकसभा, भावनगर |
| पयरणसंदोहो | . | २८ प्रकरणसमुच्चयः, ऋषभदेवजी केसरीमलजी, रतलाम, विक्रम सं. १९८५ |
| परिशिष्टपर्व | .. | गंगाबाई जैन चेरिटेबल ट्रस्ट, मुंबई, विक्रम सं. २०३६ |
| पाक्षिकसूत्रम् | .. | देवचंद लालभाई पु. फं., सुरत |
| पातञ्जलमहाभाष्यम्, पाणिनीयव्याकरणभाष्यम् | .. | मोतीलाल बनारसीदास, दिल्ही |

| ग्रन्थनाम | | प्रकाशकादि |
|---|---|---|
| पातञ्जलयोगसूत्रम् | .. | चौखम्बा संस्कृत सीरीज, वाराणसी |
| पातञ्जलयोगसूत्रभाष्यम् | .. | चौखम्बा संस्कृत सीरीज; वाराणसी |
| पातञ्जलयोगसूत्रवैशारदी | .. | चौखम्बा संस्कृत सीरीज; वाराणसी |
| पातञ्जलयोगसूत्रस्य योगवार्तिकम् | .. | चौखम्बा संस्कृत सीरीज; वाराणसी |
| पिण्डनिर्युक्तिः | .. | देवचंद लालभाई पु. फं., सुरत |
| पूजापञ्चाशकम् | .. | जैनधर्मप्रसारक सभा, भावनगर |
| पृ०=पृष्ठम् । पं०=पङ्क्तिः । | | |
| प्रज्ञापनासूत्रम् | .. | श्री महावीर जैन विद्यालय, मुंबई |
| प्रज्ञापनासूत्रस्य हारिभद्री वृत्तिः | . | ऋषभदेवजी केसरीमलजी, रतलाम, सवत् २००३ |
| प्रत्याख्यानस्वरूपम् | .. | ऋषभदेवजी केसरीमलजी, रतलाम |
| प्रमाणवा०=प्रमाणवार्तिकम् | .. | बौद्धभारती ग्रन्थमाला, वाराणसी १९६८ A.D. |
| प्रवचनसारोद्धारः | .. | देवचंद लालभाई पु. फं., सुरत |
| प्रवचनसारोद्धारवृत्तिः | .. | देवचद लालभाई पु. फं., सुरत |
| बृहत्कल्पभाष्यम् | .. | जैन आत्मानन्द सभा, भावनगर |

॥ ८७ ॥

| ग्रन्थनाम | | प्रकाशकादि |
|---|---|---|
| बृहत्क्षेत्रसमासः | .. | जैनधर्मप्रसारक सभा, भावनगर |
| बृहत्क्षेत्रसमासटीका | .. | जैनधर्मप्रसारक सभा, भावनगर |
| बृहत्संग्रहणी | .. | जैन आत्मानन्दसभा, भावनगर |
| बृहदारण्यकोपनिषद् | | |
| बृहद् वन्दनकभाष्यम् | .. | पयरणसंदोहे मुद्रितम्, अभयदेवसूरिविरचितम् |
| भगवतीसूत्रम् | .. | आगमोदयसमितिः |
| भगवतीसूत्रटीका | .. | आगमोदयसमितिः |
| भाष्यत्रयम् | .. | जैन आत्मानन्दसभा, भावनगर |
| मनुस्मृतिः | .. | चौखम्बा सस्कृत सीरीज, काशी |
| महाभारत-आरण्यकपर्व | .. | भाण्डारकर इन्स्टीटयूट, पुणें. |
| महाभारत-वनपर्व | .. | भाण्डारकर इन्स्टीटयूट, पुणें. |
| मुद्राराक्षस, विशाखदत्तविरचितं नाटकम् | .. | Bombay Sanskrit Series |
| यतिदिनचर्या | .. | ऋषभदेवजी केसरीमलजी, रतलाम, विक्रम सं १९९३ |
| योगदृष्टिसमुच्चयः | .. | जैनग्रन्थप्रकाशकसभा, अहमदाबाद |

| ग्रन्थनाम | प्रकाशकादि |
|---|---|
| ललितविस्तरा | देवचंद लालभाई पु. फं., सुरत |
| विचारसारप्रकरणम् | प्रद्युम्नसूरिविरचितम्, आगमोदयसमितिः |
| वि० भा०=विशेषावश्यकभाष्यम् | यशोविजय जैन ग्रन्थमाला, काशी |
| वीतरागस्तोत्रम् | जैन आत्मानन्द सभा, भावनगर |
| वैशेषिकसूत्रम् | गायकवाड ओरिएण्टल सीरीज, BARODA |
| व्यवहारभाष्यम् | वकील केशवलाल प्रेमचंद |
| शिवमहापुराणम् | पण्डित पुस्तकालय, काशी |
| श्राद्धप्रतिक्रमणसूत्रटीका | देवचद लालभाई पु. फं., सुरत |
| श्रावकप्रज्ञप्तिः | जैन ज्ञानप्रसारक मंडल, मुंबई, इसवीय सन १९०५ |
| श्रावकप्रज्ञप्तिवृत्तिः | जैन ज्ञानप्रसारक मंडल, मुंबई, इसवीय सन १९०५ |
| श्रावकव्रतभङ्गप्रकरणम् | जैन आत्मानन्द सभा, भावनगर, विक्रम सं. १९६९ |
| षोडशकप्रकरणम् | ऋषभदेवजी केसरीमलजी, रतलाम |
| सन्मतितर्कः | गुजरात विद्यापीठ, अहमदावाद |
| सम्बोधप्रकरणम् | जैनग्रन्थप्रकाशक सभा, अहमदावाद, तथा विराट प्रकाशन, मुंबई |

॥ ८९ ॥

| ग्रन्थनाम | | प्रकाशकादि |
|---|---|---|
| सरस्वतीकण्ठाभरणम् | . | निर्णयसागर प्रेस, मुंबई |
| सरस्वतीकण्ठाभरणवृत्तिः आजडकृता | .. | हस्तलिखिता, पाटण |
| सिद्धप्राभृतम् | .. | जैन आत्मानन्दसभा, भावनगर |
| सिद्ध० द्वा०=सिद्धसेनदिवाकरविरचिता द्वात्रिंशिकाः | | |
| सि०=सिद्धहेमशब्दानुशासनम् | | |
| सिद्धहेमशब्दानुशासनबृहद्वृत्तिः | | |
| सुभाषितरत्नभाण्डागारम् | .. | निर्णयसागर प्रेस, मुंबई |
| सू०=सूत्रम्। | | |
| सूत्रकृताङ्गम् | .. | श्रीमहावीर जैन विद्यालय, मुंबई, विक्रम सं. २०३४ |
| सूत्रकृताङ्गटीका | .. | आगमोदयसमितिः |
| स्त्रीनि०=स्त्रीनिर्वाणकेवलिभुक्तिप्रकरणे | .. | जैन आत्मानन्दसभा, भावनगर, विक्रम सं. २०३० |
| स्थानाङ्गसूत्रम् | .. | श्रीमहावीर जैन विद्यालय, मुंबई |
| स्थानाङ्गटीका | .. | आगमोदयसमितिः |
| हैमलिङ्गानुशासनम् | .. | यशोविजयजैनग्रन्थमाला, काशी |
| हैमलिङ्गानुशासनअवचूरिः | .. | यशोविजयजैनग्रन्थमाला, काशी |

*

# विशिष्टटिप्पणात्मकं वृद्धिपत्रकम्।

पृ. ७० पं. ८ ॥ २७४ ॥ इतः परं हे. मध्ये एकोऽधिकः श्लोको वर्तते–

"वरदामाधिपस्याथ स चक्रेऽष्टाह्निकोत्सवम्।
लोके महत्त्वदानाय महत्त्यात्मीयमीश्वराः ॥"

पृ. ७० पं. ९ °मात्मसात् कृत्वा। अत्र हे. मध्ये '°मात्मसात् कृत्य' इति पाठः।

पृ. ७० प. १० अपरार्णव.. ॥ २७६ ॥ अत्र एकः श्लोकः, हे. मध्ये तु श्लोकद्वयमित्थं वर्तते–

अपरार्णवमासाद्य प्रभासाधिपतिं प्रति।
अष्टमं नृपतिश्चक्रे चक्राक्रान्तमहीतलः ॥
तत्रापि पूर्वविधिना प्रभासाभिमुख शरम्।
जाज्वल्यमान भरतस्तडिद्दण्डमिवाक्षिपत् ॥

पृ. १०५ पं. १० चतुर्वर्गेऽग्रणीर्मोक्षो... ॥ ३५ ॥ *तुला-त्रिषष्टि० ४।५।२२०।

पृ. ११४ पं. ७ वर्चिर्जिनोक्त... ॥ १७ ॥ तुला-त्रिषष्टि० १।३।५८२।

पृ. ११६ प. ६ सर्वंमावद्य... ॥ १८ ॥ तुला-त्रिषष्टि० ४।५।२२०।

पृ. १२९ पं. ४ लोकातिवाहिते... ॥ ३६–५४ ॥ कथञ्चित् तुला-त्रिषष्टि० २।१।२६६–२७५।

पृ. १४४ पं. २ सर्वात्मना... ॥ ४६ ॥ तुला-त्रिषष्टि० १।३।६२४।

पृ. १४४ प. ११ न्यायसम्पन्न... ॥ ४७–५६ ॥ तुला-त्रिषष्टि० ६।७।१८०–१८९।

---

* यत्र त्रिषष्टिशलाकापुरुषचरिते प्राय सम्पूर्णा समानता वर्तते तत्र 'तुला' इति लिखितमस्माभि, यत्र तु अंशत एव समानत्व वर्तते तत्र 'कथञ्चित् तुला' इति लिखितमस्तीति ध्येयम् ॥

॥ ९१ ॥

पृ. १६१ पं. ४ सम्यक्त्व... ॥ १ ॥ तुला-त्रिषष्टि० १।३।६२५।, ६।७।१७९।
पृ. १८९ पं. १ पुव्वपुरिसा.... । आचार्यश्रीहरिभद्रसूरिविरचिते श्रावकधर्मविधिप्रकरणे ५६ तमीयं गाथा ।
पृ. १९४ पं. ११ पङ्गु... ॥ १९ ॥ तुला-त्रिषष्टि० १।३।६२६।
पृ. २७५ पं. ११ मन्मनत्वं... ॥ ५३ ॥ तुला-त्रिषष्टि० १।३।६२७।
पृ. २७६ पं. ८ कन्या... ॥ ५४ ॥ तुला-त्रिषष्टि० १।३।६२८।
पृ. २९३ पं. ८ दौर्भाग्यं... ॥ ६५ ॥ तुला-त्रिषष्टि० १।३।६२९।
पृ. ३३० पं. ७ षण्ढत्व... ॥ ७६ ॥ तुला-त्रिषष्टि० १।३।६३०।
पृ. ३८७ पं. ८ असन्तोष... ॥ १०६ ॥ तुला-त्रिषष्टि० १।३।६३१।
पृ. ४२५ पं. १० दशस्वपि... ॥ १ ॥ तुला-त्रिषष्टि० १।३।६३२।
पृ. ४२८ पं. ५ भोगोपभोगयोः... ॥ ४ ॥ तुला-त्रिषष्टि० १।३।६३३।
पृ. ४२९ पं. ५ मद्यं... ॥ ६–१६ ॥ तुला-त्रिषष्टि० ८।९।३०५–३१५।
पृ. ४२९ पं. ६ दोषाणां... ॥ १७–२० ॥ तुला-त्रिषष्टि० ८।९।३२२–३२५।
पृ. ४३७ पं. ८ ये भक्षयन्त्य... ॥ २३–२४ ॥ तुला-त्रिषष्टि० ८।९।३२६–३२७।
पृ. ४४० पं. २ मासास्वादन... ॥ २७–२९ ॥ तुला-त्रिषष्टि० ८।९।३२८–३३०।
पृ. ४४५ पं. ४ सद्यः... ॥ ३३–४० ॥ तुला-त्रिषष्टि० ८।९।३३३–३४०।
पृ. ४५१ पं. ३ उदुम्बर... ॥ ४२–५३ ॥ तुला-त्रिषष्टि० ८।९।३४१–३५२।
पृ. ४६१ पं. ८ संसज... ॥ ६१, ६५, ६७, ६९–७२ ॥ तुला-त्रिषष्टि० ८।९।३५३–३६२।
पृ. ४६८ पं. २ आर्त्त... ॥ ७३ ॥ ७४ ॥ तुला-त्रिषष्टि० १।३।६३४–६३५।
पृ. ४७६ पं. ७ त्यक्तार्त्त... ॥ ८२ ॥ तुला-त्रिषष्टि० १।३।६३६।

पृ. ४८४ पं. ९ दिव्वते... ॥ ८४ ॥ तुला-त्रिषष्टि० १।३।६३७।

पृ. ४८५ पं. ४ चतुष्पर्व्यां... ॥ ८५ ॥ तुला-त्रिषष्टि० १।३।६३८।

पृ. ४९५ पं. ७ दानं... ॥ ८७ ॥ तुला-त्रिषष्टि० १।३।६३९।

पृ. ५१८ पं. ५ व्रतानि... ॥ ८९–११८ ॥ तुला-त्रिषष्टि० १।३।३२४–३५३।

पृ. ६१० पं. ४ आयारस्स उ मूल...॥ श्री ऋषभदेवजी केसरीमलजी जैनश्वेताम्बरपेढी, रतलाम, इत्यतः विक्रम सं. १९८५ मध्ये प्रकाशिते निरिपयरणसंदोहे पूर्वाचार्यकृतानामष्टाविंशते प्रकरणाना समुच्चयो वर्तते, तत्र पृ० १७-११ मध्ये श्री अभयदेवसूरिविरचित ३३ गाथात्मकं वंदणयभासं (बृहद् वन्दनकभाष्यं) वर्तते, ततः सर्वा अपीमाः (३-३२) ३० गाथा अत्रोद्धृताः।

पृ० ७२९ प० ११ ..अभयदेवसूरिविरचितायाम् पृ० ६२-६३। इतः परमयं पाठोऽत्र पूरणीय –

"इह विकृतिप्रस्तावाद् विकृतयो वृद्धगाथाभिः प्ररूप्यन्ते–

खीर ५ दहि ४ णवणीयं ४ घय ४ तहा तेल्लमेव ४ गुड २ मज्जं २।

महु ३ मसं ३ चेव तहा ओगाहिमगं च दसमी उ ॥ १ ॥

गोमहिसुट्टिपसूण एलगखीराणि पच, चत्तारि। दहिमाइयाइं, जम्हा उट्टीणं ताणि णो हुंति ॥ २ ॥

चत्तारि होंति तेल्ला तिल्ल-अयसि-कुसुम-सरिसवाण च। विगइओ, सेसाइं डोलाईणं न विगईओ ॥ ३ ॥

दवगुल-पिंडगुला दो, मज्ज पुण कट्ठ-पिट्ठनिप्फन्नं। मच्छिय-कोत्तिय-भामरभेयं च तिहा महु होइ ॥ ४ ॥

जल-थल-खहयरमस चम्म वस सोणिय तिहेय पि। आइल्ल तिन्नि चलचल ओगाहिमग च विगईओ ॥ ५ ॥

आदिमानि त्रीणि चलचलेत्येवं (चलचलति-पाठान्तरं जेसलमेरस्थप्रतौ) पक्वानि विकृतिरित्यर्थ।

सेसा न होंति विगई, अजोगवाहीण ते उ कप्पंति। परिभुज्जंति न पायं, ज निच्छयओ न नज्जंति ॥ ६ ॥

एगेण चेव तवओ पूरिज्जति पूयएण जो ताओ। बीओ वि स पुण कप्पइ निव्विगई लेवडो नवरं ॥ ७ ॥" [पञ्चवस्तुके गा० ३७१–३७७]

॥ ९३ ॥

इत्यादि" इति ११२० विक्रमसंवत्सरे अभयदेवसूरिविरचिताया स्थानाङ्गटीकायाम्, पृ० २०५B।

"तिण्ह घाणाण परओ एए विगई न हुति जइ न खिवे। अन्न पि तत्थ नेहं तो ते कप्पति ज भणिय ॥ १७९ ॥

"सेसा न हुति विगई अजोगवाहीण ते उ कप्पंति। परिमुज्जति न पाय जं निच्छयओ न नज्जति ॥ १८० ॥" (पञ्चवस्तुके गा. ३७६)

इति ११८२ विक्रमसंवत्सरे यशोदेवसूरिविरचिते प्रत्याख्यानस्वरूपे ॥

पृ० ७४६ प० २ यकृच्छ...। तुला–"मज्ज्ञामस्थ्नामथ प्लीह्ना यकृता शकृतामपि। पूर्णा. स्नायुशिरास्यूताः स्त्रियश्चर्मप्रसेविकाः ॥" इति वाचस्पति-मिश्रविरचिताया न्यायवार्तिकतात्पर्यटीकायाम् ॥ ४।२।३।

पृ. ७४६ प. २ यकृच्छकृन्मल... ॥ १३३–१३६ ॥ तुला-त्रिषष्टि० ४।५।३७–४०।

पृ. ७७० पं. १ क्षुदार्तः...। कथञ्चित् तुला-त्रिषष्टि० २।१।२७६–२९८।

पृ. ७८१ पं. ९ आत्मैव... ॥ १–१० ॥ तुला-त्रिषष्टि० ४।५।२२१–२३०।

पृ. ७८८ प. १० अजितं...। तुला-त्रिषष्टि० ४।५।२३१–२३८।

पृ. ७८९ प. ९ क्रोधवह्ने...। तुला-त्रिषष्टि० ४।५।२३९।

पृ. ७९० पं. १० अपकारि...। तुला-त्रिषष्टि० ४।५।२४०–२५३।

पृ. ७९२ प. २ विनय... ॥ १२ ॥ जातिलाभ... ॥ १३ ॥ तुला-त्रिषष्टि० ४।५।२५५–२५६।

पृ. ७९३ पं. ६ जातिभेदान्...। तुला-त्रिषष्टि० ४।५।२५७–२७२।

पृ. ७९५ पं. ७ उत्सर्पयन्...। तुला-त्रिषष्टि० ४।५।२७३।

पृ. ७९६ पं. २ मार्दवं...। तुला-त्रिषष्टि० ४।५।२७४–२८०।

पृ. ७९६ पं. ११ असूनृतस्य... ॥ १५ ॥ कौटिल्यपटवः... ॥ १६ ॥ तुला-त्रिषष्टि० ४।५।२८१–२८२।

पृ. ७९७ पं. १२ कूटषाड्गुण्य...। तुला-त्रिषष्टि० ४।५।२८३–२९८।

पृ. ७९७ पं. ७ तदार्जवं...। तुला-त्रिषष्टि० ४।५।२९९।

